

ગ્રંથમુખ.

# PEEP OF DAY.

# અરૂણોદય.

*1st Edition: 1000 Copies.*



સુરતમધ્યે :

ગુજરાતની પુસ્તકપ્રસારક મંડળીને સારૂ
આઇરિશ મિશન છાપખાનામાં
છપાયો.

ઈ. સ. ૧૮૭૪.

BY W. RAYMOND.

કિંમત ૪ થી ૬ આના સુધી.

# PEEP OF DAY.

# અરૂણોદય.

## દેહ વિષે.

ઓ પ્રિય છોકરાં, તમે આકાશમાં સૂરજ તો દીઠો હશે. એને આકાશમાં કોણે રાખ્યો? ઈશ્વરે.

શું તમારા હાથ એટલે ઊંચે પોહોંચી શકે છે? ના.

સૂરજ શાને આધારે રહ્યો છે કે તે નીચે પડતો નથી? ઈશ્વરને આધારે.

ઈશ્વર સ્વર્ગમાં રહે છે; સ્વર્ગ સૂરજ કરતાં પણ ઘણું ઊંચું છે.

શું તમે પરમેશ્વરને જોઈ શકો છો? ના.

તો પણ તે તમને જોઈ શકે છે, કેમકે તે સઘળું જુએ છે.

ઈશ્વરે પ્રથમ સર્વ વસ્તુ ઉત્પન્ન કીધી. તે સર્વે વસ્તુની સંભાળ પણ લે છે. મારા વ્હાલા છોકરા,

ઈશ્વરે તમને પેદા કીધા અને તે દરરોજ તમારૂં રક્ષણ કરેછે.

તમને ન્હાનું શરીર છે; માથાથી તે પગ સુધી જે તમારાં અંગ છે તે બધાં મળીને શરીર કહેવાય છે.

તમારા મ્હોડા આગળ તમારો હાથ ધરો. જે તમારા મ્હોમાંથી નિકળીને તમારા હાથને લાગેછે તે શું છે? તે તમારો શ્વાસ છે. ક્ષણે ક્ષણે તમે શ્વાસ લોછો. ઉંઘમાં પણ તમારો શ્વાસ ચાલેછે. તમારાથી શ્વાસ લીધા વિના રહેવાતું નથી. પણ એ શ્વાસ તમને કોણ આપેછે?

ઈશ્વર સઘળું કરેછે. આ ન્હાનું શરીર ઈશ્વરે તમને આપ્યું, અને વળી તે તમને જીવન તથા ફરવા હરવાની અને શ્વાસ લેવાની શક્તિ આપેછે.

તમારા શરીરમાં હાડકાં છે. ઈશ્વરે તેઓને મજબૂત અને કઠણ કીધાં છે. કેટલાંક હાડકાં તમારા હાથમાં છે અને કેટલાંક પગમાં છે. તમારી પીઠમાં એક હાડકું છે અને તમારી પાંસળીઓ પણ હાડકાં છે.

ઈશ્વરે તમારાં હાડકાંને માંસથી ઢાંક્યાં છે. તમારૂં માંસ નરમ અને ગરમ છે.

તમારા માંસમાં લોહી છે. ઈશ્વરે માંસ અને હાડકાં ચામડીથી મઢ્યાં છે અને તે તમને કપડાંની પેઠે ઢાંકેછે.

હવે હાડકાં, માંસ, લોહી અને ચામડી એ બધી વસ્તુ મળીને તમારૂં શરીર કહેવાયછે. ઈશ્વરે તમને શરીર આપ્યું તેમાં તેણે તમારા પર કેટલી બધી કૃપા કીધી! ઈશ્વર કરે ને તમારૂં શરીર સારૂં રહે.

શું તમારાં હાડકાં ભાંગી જાય એવાં છે? હા, જો તમે ઊંચેથી પડો અથવા તમારી ઉપર થઈને કોઈ ગાડું ચાલ્યું જાય, તો તમારૂં કોઈ હાડકું ભાંગી જશે.

જો તમે ઘણાં માંદા પડો તો તમારી દેહ એવી સુકાઈ જશે કે, હાડકાં ને ચામડી શિવાય બીજું કંઈ રહેશે નહિ.

ઘણા દિવસનું માંદું એવું કોઈ છોકરૂં તમે કદી જોયું છે? મેં તો એવું એક છોકરૂં જોયું છે. તમારા જેવા તેના ગાલ ગોળ અને હાથ જાડા નહતા. તે બિચારૂં છોકરૂં છેક લેવાઈ ગયું હતું, અને તેના ન્હાનાં ન્હાનાં

હાડકાં પર ફક્ત ચામડી રહી હતી. પ્રભુએ તમારૂં શરીર મજબૂત અને સારૂં રાખ્યું છે.

તમારા બિચારા ન્હાના શરીરને દુઃખ થતાં શી વાર!

જો તમે આગમાં પડો તો તમારૂં શરીર બળી જશે. જો તે ઉપર કંઈ ઉન્હું પાણી પડે, તો ફોલ્લા ઉઠશે. જો તમે ઊંડા પાણીમાં પડો, ને તમને કોઈ જલદી કાઢે નહિ, તો તમે બુડી મરશો. જો તમારા શરીરમાં એક મ્હોટો ચપ્પુ આરપાર ઘોચ્યો હોય, તો લોહીની નીક વહેશે. જો તમારા માથા ઉપર કોઈ ભારે વસ્તુ પડે તો તમારૂં માથું ફુટી જશે. જો તમે કોઈ ઉંચી બારી-માંથી કુદી પડો, તો તમારી ડોકી મચડાઈ જશે. જો તમે થોડા દહાડા સુધી કંઈ ખાઓ નહિ, તો તમે ઘણા માદા પડશો, તમારો શ્વાસ બંધ થશે, તમને શીત આવશે અને પછી થોડીજ વારમાં તમે મરી જશો.

આ ઉપરથી તમને હવે માલમ પડ્યું કે, તમારૂં શરીર સેહેજ વારમાં નાશ પામી શકેછે.

શું તમે પોતે પોતાની દેહને રોગ અને ઇજાથી બચાવી શકોછો?

તમારે તમારા શરીરને ઈજા થવા દેવી ન જોઈએ ખરી. પણ કેવળ ઈશ્વરજ તમને ઈજા, આગ, પાણી, ઘા અને સર્વ પ્રકારના મંદવાડથી બચાવી શકેછે. ઘુટણીએ પડીને પ્રભુની પ્રાર્થના કરો કે "હે દિનદયાળ પ્રભુ, મારી ન્હાની દુર્બળ દેહને દુઃખથી બચાવી રાખ." ઈશ્વર તમારી પ્રાર્થના સાંભળશે અને તમારી રક્ષા કર્યા કરશે.

---

## પાઠ ૨ જો.

## માની પ્રીતિ.

મારા વ્હાલાં છોકરાં, મેં તમને તમારી ન્હાની દેહ વિશે થોડુંક કહ્યું. શું તમારી દેહ જેટલી અમણાં મ્હોટી છે તેટલી મ્હોટી પેહેલાંથી હતી? ના, પેહેલાં તો તે બહુજ ન્હાની હતી.

જ્યારે તમારી દેહ ઘણી ન્હાની હતી, ત્યારે લોકો તમને શું કહેતા હતા? ન્હાનું બાળક.

હવે તો તમે તમારી જાતની થોડી ઘણી સંભાળ લઈ શકોછો, પણ ત્યારે તો તમારાથી કંઈ થતું નહિ.

શું ન્હાનાં છોકરાં ચાલી શકેછે કે બોલી શકેછે કે પોતાની મેળે ખાઈ શકેછે કે લુગડાં પેહેરી શકેછે ? ના.

પણ જ્યારે તમે ન્હાનાં હતાં ત્યારે ઈશ્વરે તમને એક જણના હાથમાં સોંપ્યાં, જેણે તમારી ઘણી સંભાળ લીધી.

એ કોણ હતું ?

એ તમારી વ્હાલી મા હતી; તે વખતે તે તમારી ઘણી ચાકરી કરતી. તમને કેડે બેસાડતી, તમને ખવાડતી, તમને હવામાં બહાર લઈ જતી, તમને નવાડતી અને તમને લુગડાં પેહેરાવતી. શું તમે તમારી માતા ઉપર પ્રીતિ રાખોછો ? હા, હું જાણુંછું કે તમે તેને ચાહોછો.

પણ તમને મા કોણે આપી ? ઈશ્વરે તમને તમારી દયાળુ માના હાથમાં સોંપ્યા.

થોડા દાહાડા પર તો તમે હતાં નહિ, ત્યારે ઈશ્વરે તમારૂં ન્હાનું શરીર બનાવ્યું અને તમને તમારી મા પાસે મોકલ્યાં. તે તમને જોતાં વારનેજ તમારા પર પ્રીતિ રાખવા લાગી.

તમારી માએ તમારા પર આટલી બધી પ્રીતિ

રાખી તથા પ્રીતિથી તમારૂં પાલણ પોષણ કીધું એ બધું ઈશ્વરની કૃપાથી થયું.

તમારી દયાળુ માએ તમને સારાં સારાં કપડાં પેહેરાવ્યાં અને ઝોળીમાં સુવાડયાં. જ્યારે તમે રડતાં ત્યારે તે તમને દુધ પાતી અને તેના હાથમાં તમને ઊંધાડી દેતી. તે તમને હસાવવાને સુંદર રમકડાં આપતી. તેણે તમારા હાથ ઝાલીને તમને ચાલતાં શિખવ્યું. તેણે તમને બોલતાં શિખવ્યું. તે વારે વારે તમને બોકી કરતી અને પ્રીતિ ભરેલાં નામથી બોલાવતી.

શું તમારી મા તમારા પર હજુ પ્રીતિ રાખેછે? હા, તે હજુ પ્રીતિ રાખેછે; અને જો તે કોઈ કોઈ વખત તમને ધમકાવેછે, પણ તમે સારા થાઓ તેજ સારૂ તે તમને વડેછે.

તમારી મા તમને આ સારી નિશાળે મોકલેછે, અને જ્યારે તમે ઘેર જાઓ ત્યારે તમને ખાવાનું આપેછે. મને ખાત્રી છે કે તમારી મા જીવશે ત્યાં સુધી તમારા પર પ્રીતિ રાખશે.

પણ છોકરાં, યાદ કરો કે તમને આ તમારી મા કોણે આપી. ઈશ્વરે તમને જન્મ આપીને ખેતરોમાં નહિ નાખી દીધાં, પણ એક વ્હાલી માના હાથમાં સોંપ્યાં. જો તમને ખેતરમાં નાખી દીધાં હોત, તો ત્યાં તમને કોઈ જોત નહિ અથવા તમારી સંભાળ પણ ન લેત.

શું તમારી મા તમને જીવતાં રાખી શકેછે? ના. તે તમને ખવાંડી પીવાડી શકે, પણ જીવાડી ન શકે.

પ્રભુ ક્ષણે ક્ષણે તમારી ખબર લેછે. જો તે તમને ભૂલી જાય, તો તમે તરત મરી જાઓ.

તમારી મા તમારા પર આટલી બધી માયા રાખેછે તેથી કોઈ દહાડો તમે તેનો ઉપકાર માનોછો? હા, તમે વારે વારે તેનો ઉપકાર માનોછો અને કોઈ કોઈ વખત તેના ગળામાં હાથ નાખીને તમે કહોછો કે "મા, તું મને ઘણી વ્હાલી છે." શું તમે ઈશ્વરનો ઉપકાર નહિ માનશો, જેણે તમને મા આપી અને જે તમારૂં રક્ષણ કરેછે? તમારે ઘૂંટણીએ પડીને ઈશ્વરની પ્રાર્થના કરવી કે "હે પ્રભુ, તેં મારા પર ઘણી કૃપા



મા તું મને ઘણી વ્હાલી છે. પૃ. ૮.

કીધી છે. હું તારો ઘણો ઉપકાર માનુંછું અને તને ઘણો ચાહુંછું."

શું ઈશ્વર તમારા જેવા ન્હાનાં છોકરાંની ઉપકાર માનવાની વાત સાંભળશે? હા, તે સાંભળશે અને ઘણો ખુશ થશે.

---

## પાઠ ૩ જો.

## પિતાની પ્રીતિ.

તમને કોણ ખવાડે પીવાડે તથા કપડાં પેહેરાવેછે? તમારી વ્હાલી મા.

લુગડાં અને અનાજ પાણી લેવાના પૈસા તમારી મા ક્યાંથી લાવેછે? તમારા પિતા લાવી આપેછે.

તમારા પિતાને એ પૈસા ક્યાંથી મળેછે? તે ધંધો કરીને પેદા કરેછે.

તમારા પિતા આખો દહાડો મેહેનત કરેછે અને પૈસા લાવીને તમારી માને આપેછે. તે તમારી માને કહેછે કે "આ પૈસાનું ખાવાનું લાવો, અને છોકરાં-

એને કંઈ આપો." તમારા પિતા પોતાના પૈસા આપીને તમારે સારૂ ખાવાનું મંગાવેછે તેથી તે તમારા પર ઘણી માયા રાખેછે.

શું તમે તમારા પિતા પર પ્રીતિ રાખોછો ?

વારૂ ગોપાળ, તમારો બાપ શું કામ કરેછે ? તે ખેડુત છે.

ત્યારે તો એને ખેતરમાં સખત મહેનત કરવી પડતી હશે. ચોમાસું બેસતાં પેહેલાં તે બાપડો ખેતરે જઈ તડકાંમાં ધુંપરા ખોદેછે અને તે વખતે તાપ ઘણો સખત પડેછે તેથી તે બહુ અકળાયછે અને પરસેવે ભીંજાઈ જાયછે. વરસાદ પડ્યા પછી તે જમીન ચાસેછે અને ભર વરસાદમાં ઊભો રહી રોપણી કરેછે. જ્યારે કસણાં આવેછે ત્યારે તે બિચારો ટાઢમાં મ્હોટે મળસકે ઉઠી ખેતર સાચવવા જાયછે. મોસમે બળતા તડકામાં કાપણી કરેછે અને પછી ઝુડીને અનાજ જુદું પાડેછે. એ બધું એ શા સારૂ કરેછે? એ બધું કરવાનું કારણ એટલુંજ છે કે તમને અનાજની તંગી ન પડે ને તમે સુખી રહો. જ્યારે એ હોળ હાંકેછે ત્યારે



દોડીને તેની સામા જાઓ છો. પૃ. ૧૧.

તમને વારે વારે યાદ કરેછે અને ધારેછે કે જો મારો છોકરો ડાહ્યો રહ્યો હશે તો હું ઘેર જઈશ ત્યારે મને ઘણો આનંદ થશે. હું ધારૂંછું કે જ્યારે તમારો બાપ ઘેર આવેછે ત્યારે તેને જોઈને તમને પણ ઘણો આનંદ થતો હશે. તમે દોડીને એની સામા જાઓછો તથા હાથ પગ ધોવાનું પાણી આણી આપોછો. જ્યારે એ બેસી જાયછે ત્યારે તમે તેના ખોળામાં જઈને બેસોછો. કોઈ કોઈ વખત તે ઘણો થાકી ગયો હોય ત્યારે તે વાળુ કરી રહ્યા પછી તમે તેની પાસે જઈને તેની જોડે વાત કરોછો.

વારૂ જમની, તારો બાપ શું ધંધો કરેછે? તે તો ઘેટાં ચરાવેછે. તે આખો દાહાડો ઘેટાં સાચવેછે. કોઈ કોઈ વખત તે રાતમાં ઉઠીને બચ્ચાંની અને માંદાં ઘેટાંની સંભાળ લેછે. તમને ઈશ્વરે કેવા પ્રેમી પિતા આપ્યા છે?

તમારા પિતાના મનમાં એટલો બધો પ્રેમ શાથી ઉત્પન્ન થયો? ઈશ્વરથી.

તમારો પિતા તમારા પર એટલી બધી પ્રીતિ

રાખેછે કે તે તમને જે જોઈએ તે બધું આણી આપેછે. તે ન્હાના સરખા ઘરમાં રહેછે. તેનું ભાડું તેને પોતાના પૈસામાંથી આપવું પડેછે, પણ તમને તે પોતાની સાથે તેમાં રાખેછે. તે તમને પોતાના ખાટલા પર સુવા દેછે તથા પોતાની સાદડી પર બેસાડેછે અને પોતાના પૈસાનું અનાજ લાવીને તમારૂં પોષણ કરેછે.

જો તમારા પિતા મરણ પામે, તો તમારી કેવી દશા થાય? ત્યારે તો તમે બાપ વિનાનાં છોકરાં થઈ જાઓ.

શું તમારા બાપને ગુજરી જવાનો ભય છે? કેમ નહિ? ઘણાં છોકરાંના પિતા ગુજરી ગયા છે. મેં એક ન્હાના છોકરા વિશે એવું સાંભળ્યું છે કે તેનો બાપ એક ઊંચા દાદર પરથી પડીને મરી ગયો. એક બીજા છોકરાના બાપને ઘોડાએ લાત મારી તેથી તે મરીગયો. એક બીજા છોકરાનો બાપ એક કુવો ખોદતો હતો. પણ તે કુવો ધસી પડયાથી તે પણ મરીગયો. કેટલાંક છોકરાંના બાપ માદા પડીને મરણ પામેછે.

તમારો બાપ પણ કદાસ ગુજરીજાય, પણ તેનું રક્ષણ

ઈશ્વરને હાથ છે. તમારા પિતાને હયાત રાખવાને તમે પ્રભુની પ્રાર્થના કરી શકોછો. તમારે સવારમાં ઊઠીને પ્રભુની પ્રાર્થના કરવી કે, "હે દિનદયાળ પ્રભુ, હું તારી વિનંતિ કરૂંછું કે, મારા બાપને સાંજે સહી-સલામત ઘેર મોકલ."

જો ઈશ્વરની એવી ઈચ્છા હોય કે તમારો બાપ મરી જાય, તો પણ તમારે એક બીજો બાપ છે. તે કોણ હશે? તમે પ્રાર્થના કરતી વખતે એમ બોલોછો કે નહિ કે, "હે અમારા આકાશવાસી બાપ."

તમારો જે પિતા તમારી સાથે ઘરમાં રહેછે તે શિવાય સ્વર્ગમાં એક બીજો તમારો પિતા છે, કેમકે ઈશ્વર તમારો પિતા છે. શું તમારો જે સ્વર્ગવાસમાં છે તે પિતા કોઈ દહાડો મરી જશે? ના તે તો મરેજ નહિ.

શું તે તમારા પર પ્રીતિ રાખેછે? હા, તે તો તમારા બીજા બાપ કરતાં પણ અધિક પ્રીતિ રાખેછે. તમારૂં સ્મરણ તેના મનમાં સદા થયાંજ કરેછે. તે તમને હર ઘડી જુએછે. તે પોતાના ભંડારમાંથી તમને જે જોઈએ તે આપેછે. તેને એવી ઈચ્છા છે કે, તમે

કોઈ દાહાડો જઈને તેની પાસે સ્વર્ગમાં રહો. તે તમારા બાપના પર પણ પ્રેમ રાખેછે. તે તમારા પિતાનો પણ પિતા છે.

તમારા આકાશવાસી પિતાએ તમને જે સારી વસ્તુ આપી છે, તેને ચાલો આપણે ગણી જોઈએ.

૧. તમારો બાપ જે તમારે સારૂ મેહેનત કરે તે.
૨. તમારી મા જે તમારી સંભાળ લેછે તે.
૩. રેહેવાને સારૂ ઘર.
૪. સુવાને સારૂ ખાટલા ગોદડાં.
૫. પીવાને સારૂ પાણી.
૬. પેહેરવાનાં લુગડાં.
૭. ખાવા સારૂ અન્ન.
૮. ક્ષણે ક્ષણે શ્વાસ.

---

## પાઠ ૪ થો.

## આત્મા વિષે.

શું ઈશ્વર કુત્રાઓ પર પણ દયા લાવેછે? શું તેઓને પણ તેણે દેહ આપી છે? હા.



કુતાને પણ દેહ છે. પૃ. ૧૫.

શું તેને પણ હાડકાં, માંસ, લોહી ને ચામડી છે? હા.

તમને દેહ છે અને કુત્રાને પણ દેહ છે. શું કુત્રાની દેહ તમારી દેહ જેવી છે? ના.

તમને કેટલા પગ છે? બે.

કુત્રાને કેટલા પગ છે? ચાર.

તમને હાથ છે? હા, મારે બે હાથ છે.

શું કુત્રાને હાથ છે? ના, તેને હાથ તો નથી, પણ હાથની જગાએ પગ છે. તમારી ચામડી લીસી છે, પણ કુત્રાના શરીર પર ઘણા વાળ ઉગેલા હોયછે.

શું બિલાડીનું શરીર તમારા શરીરને મળતું આવે-છે? ના, તેના પર રૂઆં ઉગેલાં હોયછે.

શું મરઘીનું શરીર તમારા જેવું છે? તેને કેટલા પગ હોયછે? બે.

તમને પણ બે પગ છે. પણ તેના પગ તમારા પગ જેવા છે? ના, મરઘીના પગ તો બહુ પાતળા હોયછે, અને તેને આંગળાંની જગોએ પંજા હોયછે. શું તમારી ચામડી પર પીછાં છે અથવા તમને પાંખ છે? શું તમારૂં મ્હો મરઘીની ચાંચ જેવું છે? શું મરઘીને

દાંત હોયછે? ના, મરઘીનું શરીર તો તમારા શરીરથી છેક જુદું છે. તો પણ મરઘીને શરીર તો છે, કેમકે તેને માંસ, હાડકાં, લોહી ને ચામડી છે.

શું માખીને પણ દેહ છે? હા, તેને કાળી દેહ છે, છ કાળા પગ છે અને કાચ જેવી બે પાંખ હોયછે. તેની દેહમાં અને તમારી દેહમાં આસમાન જમીનનો ફેર છે.

કુત્રા, ઘોડા, મરઘી અને માખીની દેહ કોણે બનાવી? તેમને જીવતાં કોણ રાખેછે?

પ્રભુ પળે પળે આ બધા પ્રાણીઓની સંભાળ લેછે.

શું કુત્રો ઇશ્વરનો ઉપકાર માની શકેછે? ના, કુત્રા, ઘોડા, ઘેટાં અને ગાયોથી ઇશ્વરનો ઉપકાર મનાતો નથી.

કેમ, શું કારણથી તેઓ ઇશ્વરનો ઉપકાર માની શકતા નથી? તેઓથી બોલાતું નથી એ તેનું કારણ છે? ના, એ તેનું કારણ નથી.

તેનું કારણ એ છે કે ઇશ્વરને ઓળખવાની શક્તિ તેમનામાં નથી, ઇશ્વર વિશે કંઇ પણ કથા તેઓએ

સાંભળી નથી અને ઈશ્વરી કથા તેઓ સમજી શકતા નથી.

કેમ નહિ? એ વાસ્તે કે તમને આત્મા છે તેમ તેઓને નથી.

શું તમને આત્મા છે? હા, તમારી દેહમાં અવિનાશી આત્મા છે.

ઈશ્વરને ઓળખવાની શક્તિ તમારા આત્મામાં રહેલી છે.

પ્રભુએ તમારી દેહ ઘડી તે વખતે તેમાં આત્મા મુક્યો એ કેવી આનંદકારક વાત છે. જ્યારે પ્રભુએ કુત્રાઓને ઘડ્યા ત્યારે તમારા આત્મા જેવો આત્મા તેણે તેઓની દેહમાં નહિ મુક્યો અને તે કારણથી ઈશ્વરને ઓળખવાની શક્તિ તેઓમાં નથી.

શું તમારો આત્મા મારાથી દેખાય એવો છે? ના, તે તો મારાથી દેખાયજ નહિ. પ્રભુ શિવાય બીજું કોઈ નથી કે જે આત્મા જોઈ શકે. તમારા મનમાં આ ઘડી જે વાત છે તે પણ તે જાણેછે.

તમારો આત્મા અને શરીર, એ બેમાં ચઢતું શું?

તમારો આત્મા તમારી દેહ કરતાં ઘણે દરજ્જે ચઢતો છે. તમારો આત્મા એટલો બધો ચઢતો ગણાયછે, તેનું કારણ શું છે? તેનું કારણ એ છે કે તમારી દેહ મરણ પામશે પણ તમારો આત્મા અમર છે.

તમારી દેહ શાની બનેલી છે, એ હું તમને કહીશ? તે માટીની. ઈશ્વરે માટીમાંથી માંસ અને લોહી બનાવ્યું.

તમારો આત્મા શાનો બનેલો છે? તમારો આત્મા ઈશ્વરના શ્વાસનો છે.

પેલો ન્હાનો કુત્રો કોઈ દાહાડો મરી જશે. તેની દેહને ફેંકી દેશે. જ્યારે તેની દેહ મરણ પામી કે પછી તેનું કંઈ રહેશે નહિ. પણ જ્યારે તમારી દેહ મરણ પામશે ત્યારે તમારો આત્મા જીવતો રહેશે, એટલે તમારો નાશ નહિ થશે. જ્યારે તમે મરણ પામશો ત્યારે તમે ક્યાં જશો? તમારી દેહ મિટીમાં મળી જશે, પણ તમારો આત્મા રહેશે. ન્હાના બાળકને પણ આત્મા હોયછે.

એક દાહાડો હું ફરતો હતો તેવામાં મેં એક મુડદું જતું જોયું. બાટલીની પછાડી કેટલાંક માણસો રડતાં

જતાં હતાં. તે એક ન્હાના બાળકનું મુડદું હતું. શું તે બાળકનો આત્મા તે પેટીમાં હતો? ના, તેનો આત્મા તો પ્રભુ પાસે જઈ પહોંચ્યો હતો.

ઈશ્વરે તમને આત્મા આપ્યો તે સારૂ શું તમે તેનો આભાર નહિ માનશો? શું તમે ઈશ્વરની એવી પ્રાર્થના નહિ કરશો કે "હે ઈશ્વર, જ્યારે મારો દેહ મરણ પામીને માટીમાં મળી જાય ત્યારે મારા આત્માને તારી પાસે બોલાવી લેજે."

---

## પાઠ ૫ મો.

## પવિત્ર દૂતો વિશે.

તમે જાણોછો કે, ઈશ્વર સ્વર્ગમાં રહેછે. તેને દેહ નથી, કેમકે તે નિરાકાર આત્મા છે.

શું તે સ્વર્ગમાં એકલો રહેછે? ના. સ્વર્ગદૂતો તેના સિંહાસનની આસપાસ ઉભા રહેછે. દૂતો શું છે? દૂતો આત્મા છે.

તેઓનો પ્રકાશ સૂર્યના જેવો છે. પણ ઈશ્વર જેવા તેજસ્વી તેઓ નથી, કેમકે ઈશ્વર સૂર્ય કરતાં અધિક

તેજસ્વી છે. દૂતો નિત્ય ઇશ્વરનાં દર્શન કરેછે; અને ઇશ્વરેજ તેમને એટલા બધા તેજસ્વી બનાવ્યા.

તેઓ ઇશ્વરનાં મીઠાં મીઠાં ભજન ગાયછે. તેઓ કહેછે, ઇશ્વર અત્યંત કૃપાળુ, સર્વજ્ઞાની અને સર્વસમર્થ છે.

સ્વર્ગમાં રાત તો પડતીજ નથી. કેમકે ભજન કરતાં કરતાં દૂતોને થાક લાગતો નથી, અને ઉંઘવાનું તેમને કોઇ દિવસ મન થતું નથી. તેઓ કોઇ દિવસ માદા પણ પડતા નથી અને તેઓ અવિનાશી છે.

તેઓ કોઇ દિવસ રડતા પણ નથી. આંસુ તો તેઓની આંખમાં જણાતાંજ નથી, પણ તેઓ સર્વદા હસમુખા દેખાયછે, કેમકે તેઓ સદા આનંદી છે.

જો દૂતો કંઇ ખોટું કામ કરત તો તેઓ દુઃખી થાત. જેઓ ખોટાં કામ કરેછે તેઓ હમેશાં દુઃખી થાયછે. દૂતો કોઇ દહાડો ખોટું કરતાજ નથી. તેઓ પૂરા નિર્દોષ છે. તેઓ ઇશ્વર પર બહુ પ્રીતિ રાખેછે અને તેની સર્વ આજ્ઞા માનેછે.

તેઓને પાંખ છે અને તેથી તેઓ ઘણી જલદીથી ઉડી શકે છે. આપણી રક્ષા કરવાને સારૂ પ્રભુ તેઓને



દૂતો રાત્રે તમારી પાસે રહે. પૃ. ૨૧.

અહિયાં મોકલી દે છે. પ્રભુ કોઈ દૂતને જવાનું કહેછે કે તરતજ તે ઉડવા માડેછે. દૂતો ઘણા બળવાન છે અને તેઓ આપણને દુઃખથી બચાવી શકે છે.

શું તમારી એવી ઇચ્છા છે કે દૂતો રાત્રે તમારી પાસે રહે?

પ્રભુ દૂતોને મોકલે તે માટે તમારે તેની વિનંતિ કરવી જોઈએ, કેમકે તેના કહ્યા શિવાય તેઓ જતા નથી.

પ્રભુ દૂતોનો પિતા છે. તમારે તો બે પિતા છે, પણ તેઓને એકજ છે. દૂતો પ્રભુના છોકરા છે અને સ્વર્ગમાં પ્રભુના ઘરમાં રહેછે. જ્યારે તમે તમારા પિતાની આજ્ઞા માનોછો ત્યારે તમે દૂતો સમાન છો, કેમકે તેઓ પોતાના પિતા પ્રભુની આજ્ઞા માનેછે.

દૂતો આપણા પર ઘણું હેત રાખેછે. તેઓની એવી ઇચ્છા છે કે, આપણે ધર્મી થઈએ અને જઈને સ્વર્ગમાં તેઓની સાથે રહીએ. જ્યારે કોઈ છોકરૂં પાપનો પસ્તાવો કરીને પ્રભુ પાસે ક્ષમા માગેછે ત્યારે દૂતો ઘણા ખુશ થાયછે.

જે ન્હાનું છોકરૂં પ્રભુ પર પ્રીતિ રાખેછે તે જ્યારે

માડું પડેછે અને મરવાની તૈયારીમાં હોય છે ત્યારે પ્રભુ દૂતોને આજ્ઞા કરેછે કે "જાઓ પેલા છોકરાના આત્માને સ્વર્ગમાં લઇ આવો." ત્યારે દૂત ઉઠીને નીચે આવે છે. પેલું છોકરૂં પોતાની આંખ બંધ કરેછે, અને પોતાનું માથું પોતાની માની છાતી પર મુકેછે. તેનો શ્વાસ બંધ થાયછે, એટલે તે મરી ગયું. તેનો આત્મા ક્યાં છે? દૂતો તેને સ્વર્ગમાં લઇ જાયછે.

સ્વર્ગમાં તે છોકરૂં કેવું સુખી છે. તેના દુ:ખનો હવે છેડો આવ્યો. તે પવિત્ર અને દૂતના જેવું તેજસ્વી થઇ ગયું છે. તે આનંદને લીધે પ્રભુની સ્તુતિ ગાવા માડે છે. તેની ન્હાની દેહને કબરમાં દાટેછે તેથી તે મિટ્ટીમાં મળી જાયછે. પણ કોઇ દહાડો પ્રભુ એની દેહને ફરીથી જીવતી કરશે.

હે પ્યારાં છોકરાં, તમે પ્રભુની પ્રાર્થના કરો કે "હે કૃપાળુ ઇશ્વર, જ્યારે અમે મરી જઇએ ત્યારે અમારા આત્માને લેવા તારા દૂતોને મોકલજે."



# પાઠ ૬ ઠો.

## દુષ્ટ દૂતો વિષે.

ઈશ્વર સ્વર્ગમાં ક્યારથી રહેવા મંડયો? ઈશ્વર સ્વર્ગમાં અનાદિ કાળથી રહેલો છે.

તમારા જેવું કોઈ પણ બાળક ન હતું એવો એક સમય હતો, પણ ઈશ્વર અનાદી કાળથી છે.

સૂર્ય પણ ન હતો એવો એક સમય હતો, પણ ઈશ્વર સનાતન છે.

સ્વર્ગ દૂત પણ ન હતા એવો એક સમય હતો, પણ ઈશ્વર અનાદ્યનંત છે.

ઈશ્વરને કોઈએ બનાવ્યો નહિ. સર્વ વસ્તુઓ ઉત્પન્ન થઈ તે પહેલાં ઈશ્વર હતો અને તેણેજ સઘળું ઉત્પન્ન કીધું.

ઘણા દહાડા પર ઈશ્વરે દૂતોને ઉત્પન્ન કીધા. તેણે કેટલા દૂતો ઉત્પન્ન કીધા? એ વાત તો કોઈને ખબર નથી; ગણી શકાય તે કરતાં અધિક હતા. તેઓ સઘળા પવિત્ર અને સુખી હતા.

પણ કેટલાએક દૂતો દુષ્ટ થઈ ગયા. તેઓનું મન

પ્રભુ પરથી ઉઠી ગયું. તેઓ ગર્વિષ્ટ થયા અને પ્રભુની આજ્ઞા માનવી બંધ કીધી.

જ્યારે તેઓ દુષ્ટ થયા ત્યારે ઈશ્વર તેમને સ્વર્ગમાં રહેવા દે? ના, તેણે તેમને કાઢી મુક્યા અને બેડી પેહેરાવીને ઘોર અંધકારમાં નાખ્યા.

આ દુષ્ટ દૂતોમાંના એકનું નામ શેતાન છે. તે દુષ્ટ દૂતોનો સરદાર છે. શેતાન ઘણોજ ભુંડો છે. તે પ્રભુનો શત્રુ છે.

તેનાથી સ્વર્ગમાં કોઈ પણ દહાડો જવાશે નહિ, પણ તે આપણે હાં આવે છે અને પોતાની સાથે બીજા ભુંડા દૂતોને લેતો આવેછે.

આપણે શેતાનને જોઈ શકતા નથી, કેમકે તે આત્મા છે. પણ તે સદા ફર્‍યાં કરેછે અને માણસ પાસે પાપ કરાવવાની કોશિશ કર્‍યાં કરેછે.

શેતાનને બુરાઈ બહુ ગમેછે; તેને પવિત્ર થવાનું મન થતુંજ નથી. જ્યારે તે લોકોને દુઃખી અને રડતા જુએછે; ત્યારે તેને આનંદ ઉપજે છે, જ્યારે તે લોકોને પાપ કરતા જુએછે, ત્યારે તો તે ઘણોજ ખુશી

થાય છે; કેમકે તે એમ ધારેછે કે એ લોકો આવીને મારી સાથે કારાગૃહમાં રહેશે.

ઘણાં માણસને નરકમાં નંખાવવાની તેની મરજી છે, તેથી આપણી પાસે પાપ કરાવવાને અને આપણને પ્રાર્થના કરતાં અટકાવવાને તે યત્ન કરેછે.

શેતાનની દુષ્ટતાનું પૂરૂં વર્ણન મારાથી થઇ શકતું નથી. તે ઘણો નિર્દય છે, કેમકે દુઃખ દેવાને તે બહુ ચાહેછે, તે જુઠો છે અને લોકો પાસે જુઠું બોલાવે છે. તે ઘણો અભિમાની છે. તેની એમ મરજી છે કે લોકો પરમેશ્વરની આજ્ઞા ભંગ કરે અને મારી માને. તે ઘણો દ્વેષી છે અને લોકોને સુખી જોઇને બળી ઉતરે છે.

શેતાનને એવી આશા છે કે જ્યારે તમે મરણ પામશો, ત્યારે તમે જઇને તેની સાથે રહેશો. તે એમ ધારેછે કે જો તમે તેની પેઠે પાપ કરશો, તો તમે પણ જ્યાં તે છે ત્યાં જશો. તે માટે તે તમને પોતાના જેવા કરવાને યત્ન કરેછે. જ્યારે તમને ક્રોધ ચઢેછે ત્યારે તમે શેતાન સમાન થાઓછો. જ્યારે તમે હઠ કરીને કોઇનું કહ્યું માનો નહિ ત્યારે તમે શેતાન જેવા

છો. જ્યારે તમે એમ ધારો છો કે અમે પવિત્ર છુઈએ, ત્યારે તમે શેતાન જેવા અહંકારી છો.

શું ઈશ્વર તમને શેતાનના હાથમાંથી છોડવી શકેછે? હા, તે છોડવી શકે છે, કેમકે તે શેતાન કરતાં અધિક સમર્થ છે. વળી ઈશ્વર નિત્ય તમારી પાસે છે, કેમકે તે સર્વવ્યાપક છે. શેતાનથી એકી વખતે બધી જગાએ હાજર રહેવાતું નથી. એ તો ખરૂં છે કે શેતાન પાસે ઘણા દૂત છે. તેઓ તેની આજ્ઞા પ્રમાણે આવ જા કરેછે. શેતાન અને તેના દૂતો ઘણી વખત તમારી પાસે આવેછે. પણ ઈશ્વર નિત્ય તમારી પાસે રહેછે. તે તમારી ચારે બાજુએ રહેછે. જ્યારે તમે ઉંઘો છો ત્યારે તે તમારી પથારી પાસે આવેછે; અને તમે ફરોછો ત્યારે તે તમારી સાથે રહેછે. તે માટે તમારે એવી બિહીક રાખવી નહિ કે અમે શેતાનથી કેમ કરી બચીશું. જો તમે ઈશ્વરની પ્રાર્થના કરશો તો તે તમારૂં રક્ષણ કરશે.

તમારા કરતાં શેતાનમાં ઘણું બળ છે; પણ ઈશ્વર સર્વ કરતાં બળવાન છે. તમે એકલા હો અને તમને કોઈ મારવા આવે તો તમને ઘણો ડર લાગે; પણ જો

તે વખતે તમે તમારા બાપાને આવતા જુઓ તો તમે તેની પાસે દોડી જશો અને પછી તમને કંઈ ભય લાગશે નહિ. ઈશ્વર તમારો પિતા છે. શેતાનથી તે તમારૂં રક્ષણ કરવાને તૈયાર છે. તમે તેની પ્રાર્થના કરો કે "હે પ્રિય પિતા, તું મારૂં રક્ષણ કર કે જેથી શેતાનની પેઠે હું પાપ નહિ કરૂં અને નરકમાં નહિ પડું."

---

## પાઠ ૭ મો.

### જગત – ભાગ ૧ લો.

જે વિશાળ જગ્યામાં આપણે સઘળા રહીએ છઇએ તે જગત કહેવાય છે. જગત ઘણું સુંદર છે. જો આપણે ઉંચે જોઈએ તો ભુરૂં આકાશ નજરે પડેછે અને નીચે જોઈએ તો લીલું ઘાસ દેખાય છે. આકાશ આપણા માથા પર તંબુની પેઠે આવી રહ્યું છે અને ઘાસ આપણા પગ નીચે સેતરંજીની પેઠે પથરાયલું છે. આપણને અજવાળું આપવા સારૂ સૂર્ય મશાલની માફક ચળકેછે. આવું સુંદર જગત બનાવીને ઈશ્વરે આપણને તેમાં વસાવ્યા તેથી તેની આપણા પર મ્હોટી કૃપા થઈ છે.

જ્યારે ઈશ્વરે જગત બનાવવા માંડ્યું ત્યારે તે સ્વર્ગમાં હતો ને તેના સઘળા તેજસ્વી દૂતો તેની આસપાસ ઉભેલા હતા.

ઈશ્વરનો પુત્ર પણ તેની સાથે હતો, અનાદિકાળથી ઈશ્વરને પુત્ર છે, તે સઘળી વાતે ઈશ્વરની સમાન છે. ઈશ્વરના પુત્રનું નામ ઈશુ ખ્રિસ્ત છે, તે પોતાના પિતા ઈશ્વરના જેવો પવિત્ર અને મોટો છે. પિતા અને પુત્ર એ બન્ને ઈશ્વર છે. તેઓ સદા સાથે રહેછે અને એક બીજા પર સંપૂર્ણ પ્રીતિ રાખેછે. પિતા અને પુત્ર પવિત્રાત્મા સાથે એકજ ઈશ્વર છે અને તેઓએ જગત ઉત્પન્ન કીધું.

ઈશ્વરે જગત શી રીતે સરજાવ્યું? પોતાના શબ્દથી. પ્રથમ ઈશ્વરે અજવાળું કીધું. ઈશ્વરે કહ્યું "અજવાળું થા" અને અજવાળું થયું. ઈશ્વર શિવાય બીજાના શબ્દથી કંઈ વસ્તુ ઉત્પન્ન થતી નથી. ઈશ્વરે શૂન્યમાંથી સર્વે વસ્તુ ઉત્પન્ન કીધી. તે શબ્દજ બોલ્યો અને અજવાળું થયું.

ત્યાર પછી ઈશ્વરે હવા ઉત્પન્ન કીધી. હવા જોવામાં

આવતી નથી, પણ તે આપણી દેહને લાગેછે. હવા બધી જગાએ છે. કોઈ કોઈ વખત એનો અવાજ સંભળાયછે. કેમકે જ્યારે પવન વાયછે ત્યારે તમે તેનો અવાજ સાંભળોછો અને પવન એ હવા છે.

પછી ઈશ્વરે પૃથ્વીથી ઘણે ઊંચે જળ ઉત્પન્ન કરીને મુક્યું, વાદળાં જળથી ભરેલાં છે. કોઈ વખતે એ જળ નીચે પડેછે, ત્યારે આપણે તેને વરસાદ કહીએ છીએ.

ઈશ્વરે એક જગા ઘણી મ્હોટી અને ઊંડી બનાવી અને તેમાં પાણી ભર્યું. ઈશ્વરે જળને આજ્ઞા કીધી એટલે તે પેલી ઊંડી જગામાં વહી ગયું. એ જળને પ્રભુએ સમુદ્ર કહ્યો.

સમુદ્ર ઘણો મ્હોટો છે. એનું પાણી સદા ઉછાળા મારયા કરેછે. પણ જે ઊંડી જગામાં પ્રભુએ તેને મુક્યું તેમાંથી તે બાહાર નિકળી શકતું નથી; કેમકે ઈશ્વરે કહ્યું કે, "અહિં રહે." જ્યારે પવન ઘણા જોરથી વાયછે ત્યારે સમુદ્ર ઘુઘવાટો કરેછે.

આપણે ફરીએ હરીએ તેને સારૂ ઈશ્વરે સુકી જમીન બનાવી; એને આપણે ભૂમિ કહીએ છીએ.

આપણાથી સમુદ્ર પર ચલાય નહિ અને ઘર પણ નહિ બંધાય. પણ ભૂમિ કઠણ, દૃઢ અને સૂકી છે.

હવે ઇશ્વરે જે જે વસ્તુ બનાવી તેમાંની પાંચનું મેં વર્ણન કીધું છે.

૧. અજવાળું ૩. વાદળાં ૫. ભૂમિ.

૨. હવા ૪. સમુદ્ર.

ઇશ્વરે એવી મ્હોટી અને સુંદર દુનિયા બનાવી તે માટે તેની સ્તુતિ કરીએ.

---

## પાઠ ૮ મો.

### જગત – ભાગ ૨ જો.

જ્યારે ઇશ્વરે ભૂમિ બનાવી ત્યારે તે ઉપર કંઇ હતું નહિ; તેથી ઇશ્વરે આજ્ઞા કીધી એટલે કેટલીક વસ્તુ ભૂમિમાંથી ઉત્પન્ન થઇ.

ભૂમિમાંથી ઝાડો ઉપજ્યાં; તેઓ પર જુદા જુદા આકારનાં લીલાં પાતરાં હતાં; એમાં વડ, પીપળો, લીંબડો, આસોપાલવ, આમલી વગેરે ઝાડો હતાં. કેટલાંક ઝાડોને સારાં સારાં ફળ લાગતાં હતાં; જેવાં કે નાળીએરી,

આંબો, બોરડી, જામરૂખડી, કેળ, અંજીરી વગેરે.

નાના પ્રકારનાં શાકભાજી પણ ભૂમિમાંથી નિકળ્યાં; જેવાં કે ચોળી, ગુવાર સીંગ, ભીંડા, દુધી, કારેલાં, કોહોળું, તુરીઆં, રેંગણ, જાત જાતની ભાજી વગેરે.

અનાજ પણ ભૂમિમાંથી ઉત્પન્ન થયું; જેવું કે, ભાત, ઘઊં, જુવાર, ચણા, મગ, વટાણા, વાલ વગેરે. જ્યારે અનાજ પાકેછે ત્યારે કણસાં નીચાં વળીજાયછે અને સોના જેવાં પીળાં દેખાય છે.

પ્રભુએ લીલું લીલું ઘાસ પણ ઉત્પન્ન કીધું, અને વળી તેમાં નાના પ્રકારના રંગનાં અને સુગંધીદાર ફુલ ઉપજાવ્યાં; જેવાં કે ચંપો, ચંપેલી, મોગરો, જાસવણ, ગલગોટો અને સઉથી સુંદર ગુલાબ.

હવે ભૂમિમાંથી નિપજેલી પાંચ પ્રકારની વસ્તુઓ મેં તમને કહી.

| | | |
|---|---|---|
| ૧. ઝાડ | ૩. અનાજ | ૫. ફુલ. |
| ૨. શાકભાજી | ૪. ઘાસ | |

જ્યારે પૃથ્વી પર ઘાસ અને ઝાડ ઉગ્યાં, ત્યારે પૃથ્વી

ઘણી સુંદર દેખાવા લાગી. પણ તે વખતે ફક્ત દૂતો પૃથ્વીની શોભા જોતા હતા.

ત્યાર પછી ઈશ્વરે આકાશમાં સૂર્ય બનાવ્યો અને તેને આજ્ઞા કીધી કે તારે આખી પૃથ્વી પર પ્રકાશવું. રાતે અજવાળાને સારૂ કર્ત્તાએ ચંદ્ર બનાવ્યો અને આકાશમાં તારાઓ પાથરી દીધા.

સૂર્યના જેવી ચકચકિત વસ્તુ તમે કદી જોઈ નથી. સૂર્ય ઘણોજ મ્હોટો છે. એ ઘણો દૂર છે માટે ન્હાનો દેખાયછે. એને પ્રભુનો આધાર છે તેથી એ નીચે પડતો નથી. ઈશ્વર એને આકાશમાં પૂર્વથી પશ્ચિમ ચલાવેછે.

સૂર્યના જેટલો ચંદ્રનો પ્રકાશ નથી; કારણ કે આપણે આરામ લઈએ અને ભર ઊંઘ કાઢીએ તે માટે ઈશ્વર રાતને અંધારી થવાદેછે.

તારાઓ કોણ ગણી શકે? કોઈ નહિ, ફક્ત ઈશ્વર. ઈશ્વર તેઓનાં નામ અને સંખ્યા પણ જાણેછે. જ્યારે આપણે ચંદ્ર અને તારા સામું જોઈએ, ત્યારે આપણે પ્રભુના મહિમાનો વિચાર કરવો જોઈએ. ઈશ્વર આટલો

બધા મ્હોટા છે. તે છતાં પણ તે ન્હાનાં પક્ષીઓનું રક્ષણ કરેછે અને ન્હાનાં છોકરાં પર પ્રીતિ રાખેછે.

---

## પાઠ ૯ મો.

### જગત - ભાગ ૩ જો.

ઇશ્વરે ઘણી વસ્તુ બનાવી હતી, પણ તેઓમાં કોઇ પ્રાણી ન હતો. આખરે તેણે કેટલાક પ્રાણી પણ કર્યા. તે બોલ્યો એટલે પાણીમાં અગણિત માછલાં ઉત્પન્ન થયાં.

કેટલાંક માછલાં ઘણાં ન્હાનાં, અને કેટલાંક ઘણાં મ્હોટાં હતાં. મ્હોટી વ્હેલ જાતની માછલી વિશે તમે કંઇ સાંભળ્યું છે? તે ચાર કે પાંચ દુકાન જેટલી લાંબી છે. માછલાંની દેહ થંડી છે. તેઓને પગ હોતા નથી. તેઓ બોલી શકતાં નથી.

ઇશ્વરે કેટલાક પ્રાણીને માછલાં કરતાં પણ ઘણા સુંદર બનાવ્યા. તેઓ પક્ષી કહેવાય છે. તેઓ આકાશમાં ઉડેછે અને ઝાડ પર બેસીને ગાયન કરેછે.

પક્ષીઓને પાંખ હોયછે. તેઓની દેહ પર અનેક

રંગના પીછાં હોયછે. પોપટના પીછાં લીલાં, કાગડાનાં કાળાં, અને ચાસનાં ભુરાં હોયછે. પણ મોર સર્વ કરતાં સુંદર પક્ષી છે. તેના માથા પર એક ન્હાની કલગી હોયછે અને તેનાં પીછાં ઘણાં લાંબાં છે. જ્યારે મોર કળા કરેછે ત્યારે તેના પીછાં એક પંખા જેવાં દેખાયછે. કોયલનું બોલવું ઘણું મધુર લાગેછે. પણ એક બુલબુલ કરીને પક્ષી થાયછે તેનો અવાજ બધાં કરતાં મધુર છે. રાતની વખતે જ્યારે બધાં પક્ષીઓ ચૂપ થઈજાયછે ત્યારે બુલબુલ પક્ષી વાડીઓ-માં બોલતું સંભળાયછે.

કેટલાંક પક્ષીઓ પાણી ઉપર તરેછે; જેવા કે હંસ, બતક, રાજહંસ ઈત્યાદિ.

કોઈ કોઈ પક્ષી ઘણા ઊંચાં હોયછે. શાહામૃગ માણસ જેટલું ઊંચું હોયછે. પક્ષીઓની પેઠે તેનાથી ઉડાતું નથી, પણ તે ઘણી જલદીથી દોડી શકેછે.

ગરૂડ ઘણી ઊંચી જગાએ પોતાનો માળો બાંધેછે. તેની પાંખ ઘણી મજબૂત છે. તે ઉડીને વાદળ સુધી જઈ શકેછે.



બધાં પક્ષીઓ કરતાં કબુતર નરમ સ્વભાવનું હોયછે. પૃ. ૩૫.

બધાં પક્ષી કરતાં બહુતર ઘણા નરમ સ્વભાવનું હોયછે. તેને ગાતાં આવડતું નથી, પણ જ્યારે તે એકલું બેસેછે ત્યારે જાણે દલગિરીમાં હોય તેમ ધીમે ધીમે બોલેછે.

સઘળા પક્ષીઓના નામ હું તમને કહી શકતો નથી. પણ કેટલાંક બીજાનાં નામ તમો પોતે યાદ કરી શકશો.

ઈશ્વરે ન્હાના ન્હાના જંતુ પૃથ્વી પર ઉત્પન્ન કીધા. તેઓ પૃથ્વી પર ચાલેછે જેવાં કે; કીડીઓ. કેટલાક જંતુ ઉડેછે પાંખ પસરા; જેવી કે મધમાખી અને પતંગિયાં. મધમાખી ફુલોનો રસ ચુસી લઈને મીણ અને મધ બનાવેછે. પતંગિયાંની પાંખો કેવી સુંદર હોયછે. તેમના પર ઝીણાં ઝીણાં પીંછાં હોયછે. તે એટલાં ન્હાનાં હોયછે કે આંખથી જોવાતાં નથી.

જ્યારે પ્રભુએ એ ન્હાના જંતુઓને બનાવ્યા, ત્યારે તેઓ બધા સારા અને સુંદર હતા.

ત્યાર પછી પરમેશ્વરે પશુઓને ઉત્પન્ન કીધા. તેની આજ્ઞાથી તેઓ પૃથ્વીમાંથી નિકળ્યા. તેઓ ભૂમિ પર ચાલેછે. તેઓને ઘણું કરીને ચાર પગ

હોયછે. તમે તો ઘણાં પશુઓનાં નામ જાણતા હશો. ઘેટાં, ગાય, બળદ, કુતરાં, બિલાડાં, એ સઘળા પશુ છે. પણ એ શિવાય બીજાં ઘણાં જનાવર છે. ખીસખોલી ઝાડની એક ડાળીથી બીજી ડાળી પર કુદેછે. સસલો ભોંયમાં ખાડો ખોદીને રહેછે. બકરી ઉંચી ઉંચી ટેકરી પર ચઢેછે. હરણ, જેનાં સીંગડાં ઘણાં સુંદર હોયછે; સિંહ, જેના વાળ પીળા હોયછે; વાઘ, જેની ચામડી પર ચટા પટા હોયછે તેઓ પણ પશુ છે. પશુઓમાં હાથી સૌથી મ્હોટો, સિંહ સૌથી જબરો, કુત્રો સૌથી બુદ્ધિમાન, હરણ સૌથી સુંદર અને ઘેટાનું બચ્ચું સૌથી નરમ સ્વભાવનું છે. જેમ પક્ષીઓમાં ખબુતર તેમ પશુમાં ઘેટાનું બચ્ચું સૌથી નરમ છે.

એવી રાતે ઇશ્વરે જગતને જનાવરોથી ભરી દીધું. તેઓ સઘળાં સારાં હતાં. સિંહ અને વાઘ પણ કોઇને ઇજા કરતા નહિ. મેં ચાર પ્રકારના પ્રાણીઓનું વર્ણન કીધું.

૧. માછલાં. ૩. ક્ષુદ્ર જંતુ એટલે કીડી મંકોડી.
૨. પક્ષી. ૪. પશુ.

આ બધા પ્રાણીઓને દેહ છે, પણ તમારા જેવા આત્મા નથી. તેઓ હરે ફરેછે ને શ્વાસ લેછે. ઈશ્વર દરરોજ તેમનું પાલણ પોષણ કરેછે. પ્રભુ તે સઘળા પર દયા રાખેછે.

---

## પાઠ ૧૦ મો.

### આદમ અને હવા.

હવે ઈશ્વરે જે છેલ્લું બનાવ્યું તે વિશે હું તમને કહુંછુ.

ઈશ્વરે ભૂમિની કંઈ મિટ્ટી લઈને એક માણસની દેહ બનાવી; પછી તેમાં શ્વાસ નાખીને આત્મા મુક્યો; તેથી પ્રભુને ઓળખવાની શક્તિ માણસને મળી. ઈશ્વરે તે માણસનું નામ આદમ પાડ્યું. આદમ ઈશ્વરના જેવો પવિત્ર હતો, ને ઈશ્વર પર ઘણી પ્રીતિ રાખતો હતો.

ઈશ્વરે આદમને એક સુંદર વાડીમાં રાખ્યો. તે વાડીમાં ફળથી ભરપૂર ઘણાં ઝાડો હતાં. એ વાડીનું નામ એદન હતું. પ્રભુએ આદમને સઘળાં પશુ પક્ષી

દેખાડ્યાં અને તેને આજ્ઞા દીધી કે તારી મરજીમાં આવે તે તું તેમનાં નામ પાડ. પછી પ્રભુએ આદમને કહ્યું કે માછલાં, ન્હાના જંતુ, પશુ, પક્ષી, એ સઘળાં હું તને આપુંછું, તું તેઓનો ધણી છે. એવી રીતે આદમ પૃથ્વી પરની સર્વ વસ્તુનો રાજા થયો.

ઈશ્વરે આદમને કહ્યું કે મેં તને વાડી માંહેનાં ઝાડોનાં ફળ ખાવા સારૂ આપ્યાં છે. તો પણ તારે આળસુ રહેવું નહિ, પણ વાડીની સંભાળ રાખવી.

જુઓ. ઈશ્વરે આદમ પર કેટલી બધી કૃપા કીધી.

પણ આદમ પાસે કોઈ મિત્ર ન હતો, કેમકે પશુ પક્ષીથી આદમ સાથે વાતચિત થતી ન હતી. ત્યારે ઈશ્વરે આદમને કહ્યું કે તારી પાસે રહેવાને હું એક સ્ત્રી બનાવીશ. તેથી પ્રભુએ આદમને ભર ઉંઘમાં નાખીને તેના શરીરમાંથી થોડુંક માંસ લીધું અને તેની એક બૈરી ઘડી. જ્યારે આદમ જાગી ઉઠ્યો ત્યારે તેણે પેલીને જોઈ. આદમને ખબર પડી કે એ તો મારા માંસ અને હાડકાંની બનેલી છે, તેથી તેણે એના પર ઘણી પ્રીતિ કીધી. એનું નામ હવા પડ્યું.

હવે જે જે વસ્તુ ઈશ્વરે સરજી તે બધીની વાત તમે સાંભળી છે. તે સર્વ વસ્તુ સુંદર હતી. સઘળા પ્રાણી સુખી હતા, અને જગતમાં દુઃખ, પાપ અને શોક હતોજ નહિ. જગત ઉત્પન્ન કરવામાં ઈશ્વરને છ દહાડા લાગ્યા; અને તે કરી રહ્યા પછી સાતમે દિવસે તેણે વિશ્રામ લીધો અને પછી કંઈ બનાવ્યું નહિ.

ઈશ્વરે કરેલું જગત જોઈને દૂતો ઘણા ખુશી થયા; અને તેઓએ પ્રભુની સ્તુતિનું એક સુંદર ભજન ગાયું. પરમેશ્વરના પુત્ર ઈસુ ખ્રિસ્તને પણ ઘણો આનંદ થયો, કેમકે આદમ ને હવા તેને ઘણાં વ્હાલાં લાગ્યાં.

જગતની ઉત્પત્તિની ખબર મને ક્યાંથી પડી? ઈશ્વરનું પુસ્તક જે બૈબલ કેહવાયછે તેમાં એનું વર્ણન લખેલું છે.

પ્રભુએ જે જે વસ્તુ બનાવી તે હું ફરીથી ગણી જાઉં છું.

| | |
|---|---|
| ૧. અજવાળું | ૫. ભૂમિ |
| ૨. હવા | ૬. ભૂમિમાંથી જે જે વસ્તુ ઉપજેછે તે |
| ૩. વાદળાં | ૭. સૂર્ય, ચંદ્ર, અને તારા |
| ૪. સમુદ્ર | ૮. પ્રાણી માત્ર. |

## પાઠ ૧૧ મો.

## પ્રથમ પાપ.

એદન વાડીમાં આદમ અને હવા ઘણા આનંદમાં રહેતાં હતાં; તેઓ સાથે ફરતાં હરતાં તથા વાત ચીત કરતાં હતાં અને કોઈ દહાડો લડતાં નહિ. આ બધી કૃપાને સારૂ તેઓ પ્રભુનો ઉપકાર માનતાં હતાં.

પ્રભુ તેમની જોડે કોઈ કોઈ વખત વાત કરતો હતો. પ્રભુનો શબ્દ સાંભળીને તેઓ આનંદ પામતાં હતાં. તેઓ તેનાથી કંઈ ડરતાં નહતાં.

પ્રભુએ તેમને એક કામ કરવાની ના કહી હતી, તે એ હતું કે, વાડીની વચમાં એક ઝાડ હતું. તેને સુંદર ફળ લાગતાં હતાં. પણ પ્રભુએ આદમ ને હવાને કહ્યું હતું કે એ ઝાડનાં ફળ તમારે ખાવાં નહિ; કેમકે તમે જો ખાશો તો મરી જશો.

આદમ અને હવાને પ્રભુની આજ્ઞા માનવી ગમતી હતી, તેથી એ ઝાડનાં ફળ ખાવાની તેમને ઈચ્છા નહતી.

તમે જાણોછો કે દુષ્ટ દૂત શેતાન પ્રભુનો વેરી છે, અને તે આદમ તથા હવાનો પણ દ્વેષ રાખતો



એદન વાડીમાં આદમ અને હવા આનંદમાં રહતાં. પૃ. ૪૦



ના, તમે મરશો નહિ; જ્ઞાની થશો. પૃ. ૪૧.

હતો. તેને એવી મરજી હતી કે આદમ તથા હવા પાસે પાપ કરાવવું જેથી તેઓ નરકમાં પડીને તેની સાથે અગ્નિમાં બળીને પીડા પામે. એ કારણ માટે તેણે વિચાર કીધો કે એ ફળ ખાવાનું હું તેમને કહીશ. પછી તે સાપનું રૂપ લઈને વાડીમાં ગયો. તે એકલી હવાને પેલા ઝાડ પાસે બેઠેલી જોઈને બોલ્યો "તમે આ ફળ કેમ ખાતા નથી?" હવાએ ઉત્તર આપ્યો, "ના, એ ફળ તો હું નહિ ખાવાની; અમારે એ ફળ ખાવાં નહિ જોઈએ; પ્રભુએ કહ્યું છે કે "જો તમે એ ખાશો તો મરી જશો." ત્યારે પેલો સાપ બોલ્યો, "ના, તમે મરશો નહિ, પણ જ્ઞાની થશો." હવાએ તે ફળ તરફ જોઈને વિચાર્યું કે એ ઘણા સુંદર દેખાયછે, એનો સ્વાદ પણ ઘણો મીઠો હશે. તેથી તેણે કેટલાંક ફળ તોડીને ખાધાં, અને થોડાંક આદમને આપ્યાં, તેણે પણ તે ખાધાં.

આ ફળ ખાધાં તેમાં તેઓએ ઘણું પાપ કીધું. તરત તેમનો સ્વભાવ બગડી ગયો, તથા તેમનું મન પ્રભુ પરથી ઉઠી ગયું

થોડી વારમાં તેઓએ પ્રભુનો શબ્દ વાડીમાં સાંભળ્યો તેથી તેઓ ભય પામીને ઝાડના ઓથામાં સંતાઈ ગયાં. પણ પ્રભુએ તેમને જોયાં, કેમકે તે સઘળે જોઈ શકેછે.

પ્રભુએ આદમને બૂમ પાડી તેથી આદમ ને હવા ઝાડના ઓથામાંથી નિકળીને બાહાર આવ્યાં.

પ્રભુએ આદમને પૂછ્યું કે જે ફળ મેં તને ખાવાની ના કહી હતી તે તેં ખાધું કે શું? આદમ બોલ્યો કે આ સ્ત્રીએ મને તે ફળ ખાવાને આપ્યું.

પછી પ્રભુએ હવાને કહ્યું કે આ તેં શું કીધું? હવાએ ઉત્તર આપ્યો કે સાપે મને કહ્યું કે એ તું ખા તેથી મેં ખાધું.

પ્રભુ સાપના ઉપર ઘણો ક્રોધાયમાન થયો ને તેને કહ્યું કે તારે સદા શિક્ષા ભોગવવી પડશે.

પ્રભુએ આદમ તથા હવાને કહ્યું કે તમે મરણ પામશો. તમારી દેહ મેં મિટ્ટીની બનાવી છે ને તે પાછી મિટ્ટીમાં મળી જશે.

તેમને તે સુખકારક વાડીમાં નહિ રહેવા દીધાં. તેણે એક દૂતને અગ્નિની તલવાર આપીને મોકલ્યો જેણે તેમને તે વાડીમાંથી ખદેડી કાઢ્યાં.

તે દૂત પોતાની તલવાર લઈને વાડીના દરવાજા આગળ ઉભો રહ્યો અને આદમ તથા હવાને ફરીથી અંદર જવા દીધાં નહિ.

---

## પાઠ ૧૨ મો.

## મનુનો પુત્ર.

આદમ તથા હવાને વાડીમાંથી બહેડી મુકયાની વાત સાંભળ્યાથી શું તમે દિલગીર થતા નથી ?

વાડીની બહારની જગા કંઈ સુંદર નહતી. વાડીમાં સુંદર ફુલ અને મીઠાં મીઠાં ફળ પાકતાં હતાં, પણ વાડીની બાહાર તો ઘણું નિદણ હતું, ને કાંટાનાં ઝાડો ઉગ્યાં હતાં.

આદમને નિત્ય ઝાડનાં ફળ મળતાં નહિ તેથી ભોંય ખેડવાની તેને જરૂર પડી અને તડકામાં જમીન ખોદતાં ખોદતાં તે થાકી જતો હતો.

કોઈ કોઈ વખત આદમને દુઃખ થતું હતું; તેને પળી આવ્યાં, ને આખરે તે છેક ઘરડો થઈ ગયો.

હવા પણ ઘણી વાર માદી પડતી લેવાઈ જતી ને રડયાં કરતી હતી. અરે બિચારા આદમ ને હવા! જો તમે પ્રભુની આજ્ઞા માની હોત તો સદા સુખી રહેત.

આદમ ને હવા જાણતાં હતાં કે આપણે મરી જવાનાં. પ્રભુએ તેમને કેટલાંક છોકરાં આપ્યાં. પણ તેઓ જાણતાં હતાં કે એ છોકરાં પણ મરી જશે. પ્રભુએ તેમને કહ્યું હતું કે તમારી દેહ મિટ્ટીની બનેલી છે ને તે પાછી મિટ્ટીમાં મળી જશે.

પણ વળી વધારે શોકકારક વાત એ હતી કે આદમ તથા હવા પાપી થઈ ગયાં હતાં. પ્રભુની સ્તુતિનાં ભજન તેમને અગાડી પ્રિય લાગતાં હતાં તેવાં હવે લાગતાં નહિ, પણ ઘણાં દુષ્ટ કર્મ કરવાનું તેઓને હવે ગમતું હતું. તેઓ શેતાન જેવાં થઈ ગયાં હતાં, તેથી શેતાન એવી આશા રાખતો હતો કે જ્યારે તેઓ મરી જશે ત્યારે તેમના આત્મા મારી પાસે આવીને રહેશે. શેતાન જાણેછે કે દુષ્ટ લોકોથી સ્વર્ગમાં પ્રભુ પાસે રહેવાતું નથી.

જો પ્રભુએ આદમ તથા હવા પર દયા આણી ન

હોત તો તેઓ તથા તેમનાં છોકરાં નરકમાં પડત. પણ પ્રભુ ઘણો દયાળુ છે. તેણે તેમને બચાવવાનો ઉપાય શોધી મુકયો હતો.

ઘણા વખત ઉપર ઈશ્વરે પોતાના પુત્રને કહ્યું હતું કે જો તું આદમ તથા હવાને બદલે મરશે નહિ, તો તેમને તથા તેમના વંશને નરકમાં પડવું પડશે. મારા પ્રિય પુત્ર, હું તને મોકલીશ; તારે દેહ ધારણ કરવી પડશે; તારે જઈને પૃથ્વી પર રહેવું પડશે અને મારી આજ્ઞા માનવી પડશે અને આદમ તથા હવા તથા તેમનાં છોકરાંને બદલે મરવું પડશે.

પુત્રે પોતાના પિતાને કહ્યું, "પિતાજી, હું જઈશ અને જે તમારી ઈચ્છા હોશે તે કરીશ. તમારી આજ્ઞા માનવાથી મને ઘણો આનંદ થાયછે."

એવી રીતે પુત્રે વચન આપ્યું કે આદમ અને હવા તથા તેમનાં છોકરાંને બદલે હું મારો પ્રાણ આપીશ.

પિતા કેવો દયાળુ હતો કે જેણે પોતાના અતિપ્રિય પુત્રને આવા કામ સારૂ મોકલવાનો ઠરાવ કીધો. પુત્ર પણ કેવો દયાળુ જાણવો કે જેણે પોતાનું તેજસ્વી

સિંહાસન, તેજસ્વી દૂતો તથા પ્રિય પિતાને તજવાનું અને દેહ ધારણ કરીને મરણ પામવાનું કબુલ કીધું.

તમે જાણોછો કે આપણે સઘળા આદમના વંશના છુઈએ. આપણે સારૂ ઈસુ પોતાનો જીવ આપવા આવ્યો. આપણે પાપી છુઈએ અને જો ઈસુએ આપણે સારૂ પોતાનો પ્રાણ આપવો કબુલ કીધો ન હોત તો આપણે નરકમાં જવું પડત. પિતાએ અને પુત્રે આપણા પર દયા આણી માટે આપણે તેમના પર પ્રીતિ રાખવી જોઈએ.

આપણે દૂતોની પેઠે પ્રભુની સ્તુતિ કરીએ, અને કહીએ કે, "હે પિતાજી, અમારા પર કૃપા કરીને તેં તારો એકનો એક પુત્ર અમારે સારૂ જગતમાં મોકલ્યો માટે અમે તારો ઉપકાર માનીએ છુઈએ."

"હે પુત્ર, તારો પણ ઉપકાર અમે માનીએ છુઈએ કે, તું અમારા પર મોટી કૃપા કરીને આ જગતમાં અમારે સારૂ દુઃખ ભોગવવા અને પોતાનો જીવ આપવા આવ્યો."

પિતાએ પોતાના પુત્રને ઘણા વખત પછી જગતમાં અવતાર લેવાને મોકલ્યો.

જ્યાં સુધી પિતાએ પોતાનો પુત્ર જગતમાં નહિ મોકલ્યો ત્યાં સુધી પુત્ર સ્વર્ગમાં રહેતો હતો અને પોતે જે જે કામ કરવાનું વચન આપ્યું હતું તેનો વિચાર કરતો હતો. પોતાના પિતાએ તેને ખુશી થઈને મોકલ્યો નહિ, ત્યાં સુધી તેણે મનુષ્યની દેહ ધારણ ન કરી.

---

## પાઠ ૧૩ મો.

## કુંવારી મરિયમ.

ઈશ્વરે આદમ તથા હવાને કહ્યું હતું કે કોઈ દિવસ હું મારા પુત્રને તમારે બદલે મરણ પામવા મોકલીશ. પણ આદમ તથા હવા પાપી થઈ ગયાં હતાં તેથી તેમનું મન ઈશ્વર પરથી ઉઠી ગયું હતું.

શું ઈશ્વર તેમને પવિત્ર નહિ કરી શકતો હતો?

હા, તે કરી શકતો હતો; કેમકે સ્વર્ગમાં પવિત્રાત્મા

છે, તે તેમના મનમાં આવીને તેમને પવિત્ર કરી શકતો હતો.

મારા વ્હાલાં છોકરાં, તમે જાણોછો કે આપણે સઘળાં પાપી છુઈએ; પણ ઈશ્વર આપણને પોતાના પવિત્ર આત્માથી પવિત્ર કરી શકેછે. જો ઈશ્વર આપણા હૃદયમાં પોતાનો પવિત્ર આત્મા મુકે, તો આપણે શેતાનની સાથે નરકમાં રહેવું નહિ પડે.

મને આશા છે કે, તમે ઈશ્વર પાસે તેનો પવિત્ર આત્મા માગશો. તેની પ્રાર્થના કરો કે, "હે દીનદયાળ પ્રભુ, મને તારો પવિત્ર આત્મા આપ કે જેથી હું પવિત્ર થાઉં."

આદમને ઘણાં છોકરાં અને છોકરાંનાં છોકરાં પણ હતાં. એમ છોકરાં થતાં થતાં બધી પૃથ્વી ભરાઈ ગઈ. એટલાં માણસ થઈ ગયાં કે તમારાથી ગણાય નહિ.

જ્યારે આદમ તથા હવાના મરી ગયા પછી ઘણાં વર્ષ વીતી ગયાં, અને લોકોથી બધી પૃથ્વી ભરાઈ ગઈ, ત્યારે ઈશ્વરે પોતાના પુત્રને કહ્યું કે, "હે મારા પ્રિય પુત્ર, હવે તું સંસારમાં અવતાર લે."

પણ ઈશ્વરને એવી મરજી થઈ કે, જેમ સઘળા લોક પ્રથમ ન્હાના બાળક હોયછે, તેમ મારો પુત્ર પણ થશે.

ઈસ્વરે પોતાના પુત્રને એક ગરીબ સ્ત્રીને પેટે અવતાર લેવા મોકલ્યો. તે સ્ત્રીનું નામ મરિયમ હતું. તેને કંઈ છોકરાં હતાં નહિ. તે ઘણી પવિત્ર સ્ત્રી હતી, અને ઈશ્વરના ઉપર પ્રીતિ રાખતી હતી. ઈશ્વરનો પવિત્ર આત્મા તેના હૃદયમાં હતો તેથી તે ઘણી નમ્ર હતી.

એક દહાડો એક સ્વર્ગદૂત તેની પાસે આવ્યો. મરિયમ તેને જોઈને ઘણી બીધી પણ પેલા દૂતે તેને કહ્યું કે, "મરિયમ તું બીહિતી નહિ, ઈશ્વર તારા પર ઘણી કૃપા રાખેછે. તને એક પુત્ર થશે તે ઈશ્વરનો પુત્ર કહેવાશે. તું તેનું નામ ઈસુ પાડશે. તે લોકોને શેતાનથી બચાવશે.

દૂતનું વચન સાંભળીને મરિયમ ઘણી અચરતી પામી. તેણે વિચાર કીધો કે પ્રભુ ઈસુ જેવા બાળકની મા થવાને હું યોગ્ય નથી.

દૂત પાછો સ્વર્ગમાં ગયો ત્યારે ઈશ્વરે કૃપા કીધી તેથી મરિયમ તેનાં ભજન ગાવા લાગી અને બોલી કે

"મારો પ્રાણ પ્રભુની સ્તુતિ કરેછે અને મારો આત્મા મારા ત્રાતાથી આનંદ પામેછે."

મરિયમે પોતાના બાળકને પોતાનો ત્રાતા કહ્યો, કેમકે તે જાણતી હતી કે તે મને નરકથી બચાવશે.

---

## પાઠ ૧૪ મો.

### ઈસુનો જન્મ.

મરિયમને યુસફ નામે વર હતો. તે ઘણો ધર્મી હતો. ને મરિયમના ઉપર ઘણી પ્રીતિ રાખતો હતો.

મરિયમનો છોકરો જનમ્યો તે પેહેલાં તે દેશના બાદશાહે એવો હુકમ કીધો કે સઘળાએ આવીને મને કર દાખલ થોડા પૈસા આપવા જોઈએ. તે માટે મરિયમ અને યુસફ થોડાક પૈસા લઈને પોતાને ઘેરથી નિકળીને સરકારમાં આપવા ઘણે આઘે ગયાં. આખરે તેઓ એક બેથલેહમ નામના શેહેરમાં આવી પહોંચ્યાં.

તે વખતે રાત પડી હતી, તેથી તેઓએ વિચાર કીધો કે હવે આપણે ક્યાં જઈને ઉતરીએ. તેઓ

એક વીસીમાં ગયાં અને વીસીવાળાને પુછ્યું કે અમે ઘણે દૂરથી આવ્યાં છૂઈએ માટે અમને તમારી વીસીમાં મુકામ કરવા દેશો? પણ વીસીવાળાએ કહ્યું કે મારે ત્યાં જગો નથી.

હવે બિચારી મરિયમ શું કરે? મ્હોહલ્લામાં પડી રહેવા શિવાય બીજો કંઈ છુટકો નહતો. મરિયમે વીસીવાળાને કહ્યું કે જો તમે અમને તમારા તબેલામાં સુવા દેશો તો અમે ત્યાં સુઈશું. વીસીવાળાએ તેમ કરવાની તેમને રજા આપી. તેથી મરિયમ અને યુસફ તબેલામાં ગયાં. ત્યાં ગાય બળદ ને ગધેડાં બાંધેલાં હતાં.

તે તબેલામાં મરિયમને સ્વર્ગદૂતે કહેલો છોકરો અવતર્યો. તે બીજાં છોકરાં જેવો દેખાતો હતો તો પણ મરિયમ જાણતી હતી કે તે ઈશ્વરનો પુત્ર છે.

તેણે તેને બજોતિયામાં વિંટાળ્યો. પણ તેને સુવાડવાને તેની પાસે ઝોળી કે પારણું નહતું. મરિયમથી તેને ભોંય પર પણ સુવાડાય નહિ, કેમકે જો ભોંય પર સુવાડે તો પેલાં પશુ તેને છુંદી નાંખે. તેથી તેણે તેને

ગભાણમાં સુવાડયો અને તેનું રક્ષણ કરવાને તે તેની પાસે બેઠી.

મરિયમ આ પ્રિય બાળક પર કેટલો બધો પ્યાર રાખતી હતી.

સઘળાં છોકરાંની પેઠે આ છોકરાનું મન બગડેલું નહતું. ઈસુના મનમાં કંઈ પાપ ન હતું. તે ઘણો નરમ ને બધાને વ્હાલો લાગતો હતો. તો પણ ઈસુને ગભાણમાં સુવું પડ્યું અને બીજાં છોકરાંઓને સુવાને પારણાં અને નરમ તકીઆ મળે છે.

---

## પાઠ ૧૫ મો.

### ભરવાડો.

બેથલેહેમ શેહેરની આસપાસ કેટલાંક ખેતર હતાં. ઈસુનો જન્મ થયો તે રાતે કેટલાક ભરવાડ તે ખેતરમાં પોતાનાં ઘેટાં પાસે બેઠેલા હતા. તેઓ રાતે કેમ ઉજાગરો કરતા હતા? વરૂ અને સિંહ રાતે ફર્યા કરતા હતા તેથી પોતાના ઘેટાં સાચવવાને તેઓ બેસી રહ્યા



મરિયમ આ બાળક પર કેટલો પ્યાર રાખતી. પૃ. ૫૨.

હતા. આપણા શેહેરની પાસે વરૂ અને સિંહ નથી, પણ બેથલેહેમની સીમમાં તો ઘણા હતા.

આ ભરવાડોએ રાતે ઘણું અજવાળું જોયું. એક સુંદર દૂત સ્વર્ગમાંથી આવ્યો. બિચારા ભરવાડ તો તેને જોઈને બીધા. પણ તે દૂતે તેમને કહ્યું કે, "ડરો નહિ. હું તમને ખુશ ખબરી કહેવાને આવ્યો છઉં. તે એ છે કે તમને નરકથી બચાવવા સારૂ ઈશ્વરે પોતાના પુત્રને સ્વર્ગમાંથી મોકલ્યો છે. હમણાં તે જનમ્યો છે; અને ગભાણમાં પડેલો છે. જો તમે બેથલેહેમ જશો તો તેના દર્શન તમને થશે."

પેલો દૂત બોલી રહ્યો નહિ એટલામાં સેંકડો તેજસ્વી દૂતો આકાશમાં દેખાયા અને માણસને બચાવવા સારૂ ઈશ્વરે પોતાના પુત્રને મોકલ્યો માટે તેના ભજન ગાવા લાગ્યા

થોડી વાર પછી તે સઘળા દૂતો પાછા આકાશમાં ગયા, એટલે પેલા ભરવાડ એકલા રહ્યા.

શું તેઓ પોતાનાં બેટાં પાસે બેસી રહ્યા?

ના, તેઓ બોલ્યા કે ચાલો આપણે ઈશ્વરના પુત્રને જોવા જઈએ.

પછી તેઓ દોડતા દોડતા બેથલેહેમ ગયા અને પેલા તબેલામાં પેઠા તો તેઓએ પેલા છોકરાને ગભાણમાં સુતેલો જોયો. મરિયમ અને યુસફ તેની પાસે બેઠેલાં હતાં. ભરવાડો બોલ્યા કે આ ઈશ્વરનો પુત્ર છે. આજ રાતે દૂતોએ અમને દર્શન દીધાં અને કહ્યું કે ઈશ્વરનો પુત્ર બેથલેહેમમાં એક તબેલામાં છે.

જ્યારે ભરવાડોએ દૂતોની અને ઈશ્વરના પુત્રની વાત બેથલેહેમ શેહેરના લોકોને કહી ત્યારે તેઓ ઘણી અચરતી પામ્યા.

---

## પાઠ ૧૬ મો.

## જ્ઞાની પુરૂષો

કેટલાએક જ્ઞાની અને ધનવાન લોકો બેથલેહેમ શેહેરથી ઘણા દૂર દેશમાં રહેતા હતા. તેઓને ખબર પડી કે ઈશ્વરે પોતાના પુત્રને અવતાર લેવા મોકલ્યો છે. પણ તે અમને ક્યાં દર્શન દેશે તે તેઓ જાણતા ન હતા. તેથી ઈશ્વરે આકાશમાં એક સુંદર તારો પ્રગટ કીધો, અને જ્યાં ઈસુ હતો તે દિશા તરફ તેને ચલાવ્યો.



બેથલેહેમને ભાગોળે પોહચ્યા. પૃ. ૫૫.

એવું બન્યું ત્યારે પેલા જ્ઞાની પુરૂષો પોતાના ઘર-બાર મૂકીને લાંબી મુસાફરી કરવા તૈયારી કરવા લાગ્યા. અને ઇશ્વરનો પુત્ર રાજા છે માટે તેને કંઇ ભેટ મૂકવી જોઇએ, એવો વિચાર કરીને તેઓ થોડુંક સોનું તથા કેટલાક સુગંધીદાર પદાર્થ લઇને બાળક જ્યાં હશે ત્યાં જવાના ઇરાદાથી નિકળ્યા.

પેલા તારાને જોતા જોતા તેઓ ચાલ્યા. આખરે તે બેથલેહેમ શેહેરમાં એક ઘર ઉપર આવીને થંભ્યો. તે જોઇને પેલા જ્ઞાની પુરૂષો ઘણા આનંદ પામ્યા. ઇશ્વરના પુત્રને જોવાની તેમને ઘણી ઇચ્છા હતી. તેઓ પેલા ઘરમાં ગયા, ત્યાં તેઓએ મરિયમને તથા તેના બાળક ઇસુને જોયો. તેઓ ઇસુને પગે લાગ્યા અને તેને ઇશ્વરનો પુત્ર તથા રાજા કહીને તેની સ્તુતિ કરવા લાગ્યા.

તેઓએ જે ભેટ આણી હતી તે ઇસુને આપી. મરિ-યમ ઘણી ગરીબ અવસ્થામાં હતી; પણ હવે તેના ન્હાના બાળકને સારૂ જે જે જોઇએ તે લેવાને તેને પૈસા મળ્યા.

## પાઠ ૧૭ મો.

### હેરોદ રાજા.

બેથલેહેમ શેહેરથી કેટલેક દૂર એક હેરોદ નામનો દુષ્ટ રાજા હતો. તેણે એવું સાંભળ્યું કે બેથલેહેમમાં એક છોકરો જનમ્યો છે તે રાજા કેહેવાયછે.

પોતાના શિવાય બીજો રાજા થાય તે હેરોદને ઘણું અણગમતું હતું. ઇશ્વરનો પુત્ર રાજ્ય કરે તે પણ તેને ગમતું નહતું. તેથી હેરોદ બોલ્યો કે જે છોકરો રાજા કહેવાયછે, તેને હું મારીનાખીશ.

હેરોદને ખબર પડી કે તે છોકરો બેથલેહેમમાં છે. પણ બેથલેહેમમાં તો ઘણા છોકરા હતા, પણ તેમાંનો કયો છોકરો રાજા કહેવાયછે તેની હેરોદને ખબર નહતી.

તે છોકરો કયો છે તે કેટલાક લોકોને ખબર હતી, પણ તેઓ ઇસુ પર પ્રીતિ રાખતા હતા તેથી તેઓએ હેરોદને કહ્યું નહિ. હેરોદના મનમાં એક ઘણો દુષ્ટ વિચાર આવ્યો. તેણે વિચાર કીધો કે બેથલેહેમમાંના



મરિયમે બાળકને ખોળામાં લીધો, અને તેઓ નીકળ્યા. પૃ. ૫૭

બધા છોકરાને હું મારીનાખાશ એટલે તે છોકરો પણ તેમાં આવી જશે. શું તમે એમ ધારોછો કે હેરોદ ઈશ્વરના પુત્રને મારી શકે? ના; ઈશ્વરે એ હેરોદનો ઈરાદો જાણ્યો, તેથી યુસફને રાતે સ્વપ્નું આપવાને તેણે પોતાના એક તેજસ્વી દૂતને મોકલ્યો.

દૂતે આવીને યુસફને કહ્યું, "હે યુસફ, એક દુષ્ટ રાજા મરિયમના બાળકને મારીનાખવા ચાહેછે માટે તું ઉઠ અને મરિયમ તથા બાળકને લઈને કોઈ દૂર દેશ ચાલ્યો જા." તેથી યુસફ તરત ઉઠયો, અને પોતાના ગધેડાને તૈયાર કરીને મરિયમને ઉપર બેસાડી અને મરિયમે બાળકને પોતાના ખોળામાં લીધો. તેઓ નિકળ્યા ત્યારે અંધારૂં હતું તેથી કોઈએ તેમને જતાં જોયાં નહિ.

સવારે કેટલાક માણસ તલવાર લઈને બેથલેહેમમાં આવ્યા. હેરોદે તેમને બધા છોકરા મારીનાખવા મોકલ્યા હતા. તેઓ ઘરમાં પેસીને ઘેરેઘેર પૂછતા હતા કે "અહિં કોઈ છોકરો છે?" જો કોઈ છોકરો ત્યાં હોય તો તેને તેની માના હાથમાંથી છીનવી લઈને

તેઓએ મારીનાખ્યો. ત્યારે બિચારી મા બોરબોર આંસુએ રડતી હતી.

જો તમે તે વખતે બેથલેહેમમાં ગયા હોત તો બધી જગાએ તમારે કાને સ્ત્રીઓની રડારોળ અને એવા વિલાપ કાને પડત કે, "હાય હાય રે, મારો વ્હાલો છોકરો મરીગયો, હું એને હવે ફરીથી જોવાની નહિ."

શું તેઓએ ઈસુને પણ મારીનાખ્યો?

ના; તે તો ઘણે દૂર નિકળી ગયો હતો. તેના પિતા ઈશ્વરે તેને બીજે દેશ મોકલી દીધો હતો. ઈસુ વેહેલા મરીજાય, એવી ઈશ્વરની મરજી નહતી તેથી હેરોદ તેને મારી શક્યો નહિ.

થોડા દાહાડા પછી હેરોદ રાજા મરીગયો. ત્યારે યુસફને સ્વપ્નું આપવાને ઈશ્વરે એક દૂત મોકલ્યો. દૂત આવીને બોલ્યો, "હે યુસફ, હેરોદ મરીગયો છે, હવે તું તારે દેશ પાછો જા." તેથી યુસફે મરિયમ તથા તેના પ્રિય બાળક ઈસુને ગધેડા પર બેસાડયાં; અને પછી તેઓ પોતાને દેશ આવ્યાં.

યુસફ સુથાર હતો. ઈસુ યુસફ અને મરિયમના

ઘરમાં રહેતો હતો અને તેમની આજ્ઞા પ્રમાણે ચાલતો હતો. ઈસુ ઘણો ડાહ્યો છોકરો હતો, ને ઈશ્વરનું ધ્યાન ધરવામાં આનંદ માનતો હતો. તે ઘણો નમ્ર અને દયાળુ હતો, તેથી તેનો પિતા ઈશ્વર તેના પર ઘણી પ્રીતિ રાખતો હતો, અને સઘળા તેને ચાહાતા હતા. જેમ જેમ તે મ્હોટો થતો ગયો તેમ તેમ લોકો તેના પર વધારે ભાવ રાખતા હતા.

## પાઠ ૧૮ મો.

## ઈસુની પરીક્ષા.

જ્યારે ઈસુ મ્હોટો થયો ત્યારે તેણે વિચાર કીધો કે હવે મારે ગામેગામ ફરીને લોકોને ઈશ્વર વિશે કંઈ બોધ કરવો જોઈએ.

પણ પેહેલાં તે એકલો એક જંગલમાં ગયો. ત્યાં તેને રહેવાને સારૂં ઘર નહતું, અને કોઈ મિત્ર પણ નહતો કે જેની સાથે તે વાતચિત કરે, ને પાસે કંઈ ખાવાનું પણ હતું નહિ. ત્યાં રાત્રે ઘણી ટાઢ પડતી હતી અને દાહાડે ઘણો તાપ પડતો હતો.

ત્યાં કોઇ માણસની વસ્તી હતી નહિ, પણ સિંહ, વરૂ અને રીંછ હતાં. રાત્રે તે જાનવરો ગર્જના કરતાં હતાં; પણ ઇસુને પોતાના પિતા પર ભરોસો હતો કે તે મને બચાવશે.

ચાળીશ દાહાડા સુધી તો ઇસુને કંઇ ખાવાનું મળ્યુંજ નહિ; ઇશ્વરે તેને જીવતો રાખ્યો. તે એકલો હતો પણ પોતાના મનમાં પોતાના પ્રિય પિતા જોડે વાત કરતો હતો.

આખરે એકે તેની પાસે આવીને તેની સાથે વાત કરી.

તે કોણ હતું?

તે કોઇ માણસ હતું નહિ, તેજસ્વી દૂત પણ નહિ હતો, અને ઇશ્વર પણ નહિ હતો. તે તો શેતાન હતો. તે વખતે તેનું રૂપ કેવું હતું તે હું જાણતો નથી. ઇસુ પાપ કરે અને પોતાના પિતા ઇશ્વરની આજ્ઞા ન માને માટે શેતાન તેને લલચાવવાને આવ્યો હતો. શેતાને જાણ્યું કે ઇસુ ભૂખ્યો છે, તે માટે તેણે તેને કહ્યું કે આ પત્થરની રોટલી કર. પણ ઇસુએ તેમ નહિ

ઝીલ્યું, કેમકે ઈશ્વરે તેને કહ્યું હતું કે હું તારૂં પોષણ કરીશ.

ત્યાર પછી શેતાન ઈસુને એક ઘણા ઊંચા મંદિર ઉપર તેડી ગયો. ઘણી ઊંચી જગા પર ઉભા રહેવાથી બિહીક લાગેછે, અને ત્યાંથી નીચે જોવાથી ધ્રુજારી આવેછે.

શેતાને ઈસુને કહ્યું કે, "તું નીચે કુદી પડ; તારો પિતા પોતાના દૂતોને મોકલશે અને તેઓ તને ઝીલી લેશે, કેમકે તું જાણેછે કે તારૂં રક્ષણ કરવાનું તેણે તને વચન આપ્યું છે."

જો ઈસુ નીચે કુદી પડયો હોત, તો શું તેણે સારૂં કામ કર્યું એમ કહેવાત? ના; તે જાણતો હતો કે જો હું અહિંથી નીચે કુદી પડીશ તો મારો પિતા નાખુશ થશે. જેથી પોતાનો પિતા આનંદ પામે એવું કામ ઈસુ હમેશાં કરતો હતો.

પછી શેતાન ઈસુને એક ઊંચા પર્વતની ટોચ પર લઈગયો. ત્યાંથી તેણે તેને પૃથ્વી ઉપરની સુંદર સુંદર વસ્તુઓ બતાવી જેવી, કે, વાડીઓ, ઘરો, વાહાણો, ગાડીઓ, અને સુંદર વસ્ત્ર. તેણે ઈસુને કહ્યું,

"જો આ સુંદર વસ્તુઓ. હું એ બધી તને આપી દઈશ. ફક્ત ઘૂંટણીએ પડીને જો તું મને ઈશ્વર કહે તો હું તને આ બધા જગતનો ધણી કરૂં."

પણ ઈસુએ કહ્યું કે હું તારી ભક્તિ કરવાનો નહિ, હું તો મારા પિતા પ્રભુની ભક્તિ કરીશ.

ઈસુ બધી સંસારી વસ્તુઓ કરતાં પોતાના પિતા પર વધારે પ્રીતિ રાખતો હતો.

આદમ તથા હવાએ શેતાનનું કહ્યું કર્યું અને ઈશ્વરની આજ્ઞા ભંગ કીધી. પણ ઈસુએ તો પોતાના પિતાની સઘળી આજ્ઞા માની. આદમે આજ્ઞા તોડી, પણ ઈસુએ આજ્ઞા પાળી.

પછી શેતાન ચાલ્યો ગયો. એટલે સ્વર્ગના દૂતોએ આવીને ઈસુને ખાવાનું આપ્યું.

શેતાન ફર્યા કરેછે, અને છોકરાં પાસે પાપ કરાવવાની કોશીશ કરેછે. સિંહ તો તમારી દેહ ખાઈ જાય, પણ શેતાન તો તમારા આત્મા અને દેહને નરકમાં નંખાવવા ચાહેછે. શેતાન તમને દ્વેશે છે. તે તમારો શત્રુ છે. પણ ઈશ્વર શેતાન કરતાં વધારે જોરા-

વર છે. ઈશ્વરની પ્રાર્થના કરો કે, "હે દયાનીધિ, શેતાનની આજ્ઞા માનવાથી તું મને બચાવી રાખ;" અને તે તમને બચાવી રાખશે.

---

## પાઠ ૧૯ મો.

## બાર શિષ્યો.

જ્યારે ઈસુ મોટો થયો ત્યારે તે પોતાના બાપની વાત લોકોને શિખવવા લાગ્યો. તે ઉપદેશ કર્યા કરતો હતો.

તેણે ક્યાં ક્યાં ઉપદેશ કીધો ?

કોઈ વખત સભાસ્થાનમાં, કોઈ વખત મંદિરમાં, કોઈ વખત ખેતરમાં, અને કોઈ વખત પહાડની ટોચ પર બેસીને તે બોધ કરતો હતો. કોઈ કોઈ વખત તે હોડીમાં બેસીને બોધ કરતો હતો, અને લોકો કિનારા પર ઉભા રહીને સાંભળતા હતા. ઈસુ એક જગાએ નહિ રહેતો હતો, પણ બધે ફરતો હતો.

શું ઈસુ એકલો ફરતો હતો ? ના, તેની સાથે હમેશા બાર મિત્રો ફરતા હતા, તેમને તે શિષ્ય કહેતો હતો.

એક શિષ્યનું નામ પિતર, બીજાનું યોહાન, ત્રીજાનું યાકુબ અને ચોથાનું નામ થોમા હતું. બધા શિષ્યનાં નામ હું તમને અમણાં કેહેવાનો નથી. તમે ભૂલી જશો.

પિતર માછી હતો. તેની પાસે એક નહાની હોડી હતી, અને તે દાહાડે અને રાત્રે પણ માછલાં પકડતો હતો. યાકુબ અને યોહાનની પાસે પણ એક હોડી હતી, અને તેઓ પણ માછલાં પકડતા હતા.

એક દાહાડો ઈસુ તેમની હોડી આગળ રહીને જતો હતો ત્યારે તેણે પિતરને અને તેના ભાઈ આન્દ્રુને સમુદ્રમાં માછલાં પકડવા સારૂ જાળ નાખતા જોયા. ઈસુએ તેમને કહ્યું કે "તમે મારી સાથે ચાલો." તે સાંભળી પિતર અને તેનો ભાઈ આન્દ્રુ પોતાની જાળ તથા વાહાણ મુકીને ઈસુ સાથે ગયા.

જ્યારે ઈસુ થોડેક આગળ ગયો, ત્યારે તેણે યાકુબ તથા યોહાનને હોડીમાં બેસીને પોતાની જાળ સમારતા જોયા. ઈસુએ તેમને પણ કહ્યું કે "તમે મારી સાથે ચાલો." તેઓ પણ પોતાની જાળ મુકીને ઈસુ સાથે ગયા



ઇસૂએ કહ્યું કે "તમે મારી સાથે ચાલો". પૃ. ૬૪.

ઈસુ જે લોકોને ચાહાતો હતો તેમને તેણે પોતાની સાથે ફરવાને બોલાવ્યા.

ઈસુને પોતાની હમેશાં બાર મિત્ર રાખવાનું કેમ ગમ્યું, તે હું તમને કહું? તેનું કારણ તમે શું ધારોછો?

ઈસુ પોતાના પિતા ઈશ્વરની વાત તેમને શિખવવા ચાહાતો હતો, એવા ઈરાદાથી કે તેઓ બીજા લોકોને શિખવે. ઈસુના શિષ્યને પોતાના ગુરૂની સાથે રહેવાનું અને તેની વાણી સાંભળવાનું બહુ ગમતું હતું. શું ઈસુ સાથે સદા રહેવાનું તમને ગમત?

જ્યારે ઈસુની પાસે તેના શિષ્ય શિવાય બીજું કોઈ હતું નહિ, ત્યારે તે તેમને ઈશ્વર વિષે અને સ્વર્ગ વિષેનો ભેદ સમજાવતો હતો. તેઓ તેના પર ઘણી પ્રીતિ રાખતા હતા. તેઓ તેને ગુરૂ અને પ્રભુ કહેતા હતા. પણ તેના પર તેમના પ્રેમ કરતાં ઈસુ તેમના પર અધિક પ્રેમ રાખતો હતો, અને તેમને મિત્ર કહેતો હતો.

ઈસુ પોતાની પાસે જે હતું તેમાંથી કંઈ પોતાના શિષ્યોને આપતો; પણ તેને રહેવાનું ઘર નહતું, અને

તેની પાસે પૈસા પણ ઘણા થોડા હતા. કેટલીક વખત ઈસુ ને તેના શિષ્યો ઘણા ગાઉ ચાલવાથી થાકી જતા હતા, અને તેમને ભૂખ તરસ લાગતી હતી. પણ દયાળુ લોકો તેમને પોતાના ઘરમાં બોલાવીને ખાવાનું આપતા હતા. કેટલાક નઠારા લોકો ઈસુનું નામ લઈને તેની નિંદા કરતા હતા.

શું ઈસુના શિષ્યો ઈસુની પાસે આવ્યા પહેલાં ધર્મી હતા? ના, તેઓ જાતે આપણા જેવા પાપી હતા; પણ ઈસુએ તેમને પોતાનો પવિત્ર આત્મા આપીને સુધાર્યાં. તો પણ તેઓ ઈસુના જેવા ધર્મી નહિ હતા. તેઓ કોઈ કોઈ વાર માહોમાંહે કજીઆ કરતા હતા, અને ગરીબ લોકો પર દયા નહિ લાવતા હતા.

---

## પાઠ ૨૦ મો.

## પહેલો ચમત્કાર.

મેં તમને કહ્યું કે કેટલાક લોક ઈસુને પોતાના ઘરમાં બોલાવતા હતા. હવે એક માણસે ઈસુને જમવા તેડયો તેની વાત હું તમને કહુંછું. એ માણસે એક

જાફત આપી, ને તેમાં ઈસુ, તેની મા મરિયમ તથા ઈસુના બધા શિષ્યો ગયા. એ શિવાય બીજા ઘણા લોકો તે જાફતમાં ગયા.

આ લોકોને પીવાને સારૂ ત્યાં કંઈ દ્રાખરસ હતો, પણ તે ઘણો થોડો હતો, તેથી તે થોડીવારમાં ઘટી પડયો.

ઈસુને ખબર પડી કે દ્રાખરસ ઘટી પડયો. શું ઈસુ તેમને બીજો દ્રાખરસ નહિ આપી શકયો? હા, તે આપી શકયો; કેમકે તેણે જગત અને તે માંહેલી બધી વસ્તુઓ બનાવી છે.

જાફત થતી હતી તે ઓરડામાં પત્થરની કેટલીક બરણી હતી. ઈસુએ ચાકરોને કહ્યું કે "એ બરણીમાં પાણી ભરો" ને તેઓએ તેમ કીધું.

પછી ઈસુએ ચાકરોને કહ્યું કે "એમાંથી એક પ્યાલું ભરીને જાફતના કારભારીને પાઓ." તેઓએ પેલી બરણીમાંથી એક પ્યાલું ભરીને કારભારીને આપ્યું. પણ એટલામાં ઈસુએ તો તે પાણીનો દ્રાખરસ બનાવ્યો હતો.

જ્યારે કારભારીએ પેલો દ્રાખરસ પીધો ત્યારે તે

બોલ્યો, "આ કેવો સારો દ્રાખરસ છે. એ કોણ લાવ્યું."

ત્યાર પછી ચાકરોએ કારભારીને કહ્યું કે, ઈસુએ અમને બરણીઓમાં પાણી ભરવાનું અને તેમાંથી એક પ્યાલું તમને આપવાનું કહ્યું હતું. પછી તે મીજબાની-માંનાં સઘળાં માણસોને ખબર પડી કે ઈસુએ પાણીનો દ્રાખરસ બનાવ્યો.

આ તો ઈસુનો પેહેલો ચમત્કાર હતો.

ઈસુએ ચમત્કારિક કામ શા વાસ્તે કીધાં? લોકો-ને જણાવવાને કે હું ઈશ્વરપુત્ર છું.

હવે શિષ્યોને ખાતરી થઈ કે ઈસુ ઈશ્વરનો પુત્ર છે.

---

## પાઠ ૨૧ મો.

## ઈસુનાં કેટલાંએક ચમત્કારિક કામ.

ઈસુએ પાણીનો દ્રાખરસ કીધો ત્યાર પછી તેણે ઘણાં ચમત્કારિક કામ કીધાં. તેણે આંધળાને આંખ આપી, રોગીના રોગ મટાડ્યા, મુંગાને બોલતા કીધા, અને પાંગળાને ચાલતા કીધા.



તેણે કહ્યું કે "જો", એટલે તે દેખતો થયો. પ. ૬૯.

જ્યારે ઈસુ કોઈ ગામ પોહોંચતો ત્યારે ત્યાંના બધા રોગી લોકો તેની આસપાસ વીટલાઈ વળતા. ઈસુ તેમને કાઢી મૂકતો નહિ, પણ સારા કરતો હતો.

એક આંધળાને આવી રીતે ઈસુએ સારો કીધો. તેણે તેને કહ્યું કે, "જો" એટલે તરત તે દેખતો થયો. એક માણસ બેહેરો ને ગુંગો હતો. ઈસુએ તે માણસના કાને અને જીભે હાથ અડકાડ્યો અને પોતાના સ્વર્ગવાસી પિતાની તરફ જોઈને બોલ્યો, "ઉઘડી જા." તરત પેલો માણસ સ્પષ્ટ રીતે બોલવા અને સાંભળવા લાગ્યો.

એક દાહાડો ઈસુએ એક બિચારા માદા માણસને ખાટલા પર સુતેલો જોયો. ઈસુએ પુછ્યું કે તને સારા થવાનું મન છે? ત્યારે પેલો બિચારો બોલ્યો કે હું સારો થવાને બહુ ચાહુંછું. ત્યારે ઈસુ બોલ્યો કે, "ઊઠ, અને તારો ખાટલો લઈને ચાલ." જ્યારે તેણે ઊઠવાનું કીધું ત્યારે જાણ્યું કે મારામાં શક્તિ આવી છે; કેમકે ઈસુએ તેને જોર આપ્યું હતું.

એક દાહાડો ઈસુ એક સભાસ્થાનમાં બોધ કરતો

હતો ત્યારે તેણે એક બિચારી બૈરીને જોઇ, તે કુબડી હતી તેથી તેનાથી ટટાર ઉભું રહેવાતું નહિ. ઇસુ બોલ્યો કે, "હે નારી, મેં તને સારી કીધી છે;" પછી ઇસુએ તેને પોતાનો હાથ અડકાડ્યો. અડકતાં વાર તેની પીઠ સીધી થઇ ગઇ અને તે પ્રભુની સ્તુતિ કરવા લાગી.

કેટલીક વખત ઇસુએ મુએલા માણસને જીવતા કર્યાં. માદા માણસને સાજા કરવાં કરતાં એ કામ ઘણું અચરત જેવું હતું.

એક દાહાડો ઇસુ ચાલ્યો જતો હતો અને ઘણા માણસ તેની પછાડી જતા હતા, કેમકે ઇસુના ચમત્કાર જોવાને અને તેની વાણી સાંભળવાને તેઓ ઘણા ચાહાતા હતા. રસ્તામાં તેમને કેટલાંક માણસ એક મુડદું દાટવા સારૂ લઇ જતા સામા મળ્યા.

એક બિચારી ડોસી તે મુડદા પછાડી રડતી રડતી જતી હતી. એ ડોસી પેલા મરણ પામેલા છોકરાની મા હતી. અને તે તેનો એકનોએક છોકરો હતો.

તે ડોસીને રડતી જોઇને ઇસુને ઘણી દયા આવી,

તેથી તે તેની પાસે ગયો અને કહ્યું કે તું રડ નહિં. પછી ઇસુ પેલા મુડદાને હાથ અડકાડીને બોલ્યો, "હે છોકરા, ઉભો થા," તે છોકરો ઉઠીને બોલવા લાગ્યો. પછી ઇસુએ પેલી ડોસીને કહ્યું કે આ રહ્યો તારો છોકરો.

સઘળા લોકો અચરત થઇને બોલ્યા કે નક્કી એ તો ઇશ્વરનો પુત્ર છે. મુએલા માણસને પણ એ જીવતું કરી શકેછે.

---

## પાઠ ૨૨ મો.

### એક પાપી અને સીમોન

ઇસુ આ જગતમાં કેમ આવ્યો? નરકથી આપણને બચાવવાને.

પણ ઇશ્વરે એમ કેમ કહ્યું હતું કે, સઘળા લોકો નરકમાં પડનારા છે?

તેઓ પાપી હતા તે માટે.

ઇસુ લોકોના પાપ ક્ષમા કરી શકેછે અને તેમને

પવિત્ર કરી શકેછે. પણ જે લોકો પસ્તાવો કરતા નથી તેમને પ્રભુ તેમના પાપની માફી આપશે નહિ. એક અભિમાની માણસે પસ્તાવો નહિ કર્યો અને એક બિચારી બાયડીએ કર્યો તેમની વાત હું તમને કહુંછું.

એક ધનવાન અભિમાની માણસે ઈસુને પોતાને ઘેર જમવાનું નોતરૂં દીધું. તે માણસ ઈસુ પર પ્રીતિ નહિ રાખતો હતો. ત્યારે તેણે ઈસુને જમવા કેમ તેડ્યો? ઈસુની વાત સાંભળવાની તેને ઈચ્છા થઈ, તે માટેજ તેણે નોતરૂં દીધું. આ વાત ઈસુ જાણતો હતો તો પણ તેણે તેનું નોતરૂં માન્યું.

પેલા અભિમાની માણસે ઈસુના પર કંઈ પ્રીતિ બતાવી નહિ. તેણે તેને પગ ધોવાનું પાણી નહિ આપ્યું, તેને અત્તર ચોપડ્યું નહિ, અને બોકી પણ નહિ કીધી.

એક બિચારી સ્ત્રી ઘણી પાપી હતી. તેણે ઈસુને પેલા ધનવાન માણસના ઘરમાં જતો જોયો. તે ઈસુની પછાડી જઈને ઉભી રહી અને પોતાનાં પાપને લીધે રડવા લાગી. તે જાણતી હતી કે ઈસુ મારાં પાપ ક્ષમા કરી શકેછે તેથી તે તેના પર પ્રીતિ રાખતી હતી.



તેની આંખમાંથી આંશુ ઇસુના પગ ઉપર પડયાં. પૃ ૭૩.

તેણે પોતાની સાથે અત્તરની એક ડબી આણી હતી. તે નીચી વળી એટલે તેની આંખમાંથી આંસુ ઈસુના પગ ઉપર પડયાં, તે વતી તે બાઈએ તેના પગ ધોયા અને પોતાના માથાના લાંબા વાળથી લુછીનાંખ્યા. પછી તેમના પર અત્તર રેડીને ખોશી કીધી.

પેલા ધનવાન માણસ આ બાઈની તરફ ઘણા ગુસ્સાથી જોવા લાગ્યો. તે જાણતો હતો કે આ બાઈ પાપી છે, અને જ્યારે ઈસુએ તેને ઘણી દયા બતાવી ત્યારે તે જોઈને પેલા માણસને ક્રોધ ચઢયો.

પણ ઈસુએ પેલા અભિમાની માણસને કહ્યું કે "આ બાઈએ ઘણાં પાપ કીધાં ખરાં, પણ મેં એનાં પાપ માફ કર્યાં છે અને એ મારા પર ઘણો પ્રેમ રાખેછે. તમારા કરતાં એણે મારા પર અતિ ઘણો પ્રેમ દેખાડયો છે. તમે મને પગ ધોવાનું પાણી નહિ આપ્યું, પણ એણે મારા પગ પોતાના આંસુથી ધોયા. તમે મને ચુંબન નહિ કીધું, પણ એ તો આવી ત્યારથી મારા પગને ચુંબન કર્યા કરેછે. તમે મને કંઈ અત્તર નહિ આપ્યું, પણ એણે તો મારે પગે ઘણું સુગંધીદાર અત્તર ચોપડયું છે."

પછી ઈસુએ પેલી સ્ત્રીને ઘણા હેતથી કહ્યું કે તારાં પાપ માફ થયાં છે.

. એવી રીતે ઈસુએ પેલી બાઈને ધીરજ આપી, પણ તેથી પેલા અભિમાની માણસ અને તેના મિત્રો વધારે ગુસ્સે થયા.

જો તમે પસ્તાવો કરો અને ઈસુની પ્રાર્થના કરો તો ઈસુ તમને તમારાં પાપ માફ કરશે. પણ જો તમે એમ ધારો કે અમે ધર્મી છુઈએ તો તે તમને ક્ષમા આપશે નહિ; કેમકે ઈસુ અભિમાની લોકોને સાંખી શકતો નથી.

તમે તો હજુ ન્હાના છો તોપણ ઘણાં ગેરવાજબી કામ કર્યાં છે, અને તેથી તમે સ્વર્ગમાં જવાને યોગ્ય નથી. મને એવી ઘણી ઈચ્છા છે કે ઈસુ તમને પણ ક્ષમા આપે. હું પ્રભુની પ્રાર્થના કરૂંછું કે તે પોતાનો પવિત્ર આત્મા તમારા હૃદયમાં મોકલીને તમારી પાસે પાપને સારૂ પસ્તાવો કરાવે ત્યારે તમારાં પાપ માફ કરશે, અને આ બિચારી સ્ત્રીની પેઠે તમે પણ તેના પર પ્રીતિ રાખશો.

---



ઇસુના શિષ્યોને લાગ્યું કે હવે આપણે બુડી મરવાના. પૃ. ૭૫.

# પાઠ ૨૩ મો.

## દરિયામાં તોફાન.

ઇસુ ઘણીવાર પોતાના શિષ્યો સાથે હોડામાં બેસતો હતો. પિતર પાસે એક હોડી હતી અને એક યોહાન પાસે હતી, અને ઇસુને પોતાની હોડીમાં બેસાડવાની તેમની ઘણી ખુશી હતી.

એક દાહાડો ઇસુ અને તેના શિષ્યો એક હોડીમાં બેઠેલા હતા ત્યારે પવન ઘણા જોરથી વાવા લાગ્યો, અને પાણીનાં મ્હોટાં મ્હોટાં મોજાં આવવા લાગ્યાં તેથી હોડીમાં પાણી ભરાઇ ગયું. ઇસુના શિષ્યોને લાગ્યું કે હવે આપણે બુડી મરવાના.

ઇસુ તકીઆ પર માથું મુકીને ઉંઘતો હતો. પવન અને પાણીના ઘોંઘાટથી પણ તે જાગી ઉઠયો નહિં.

પેલા શિષ્યો ઇસુ પાસે દોડી ગયા અને તેને કહ્યું "હે ગુરૂજી, શું તમે અમારી સંભાળ લેતા નથી? તમે અમને બુડી મરવા દેશો?"

પછી ઇસુએ ઉઠીને પવનને કહ્યું, "નરમ પડ,"

અને પાણીને કહ્યું, "સ્થિર થા," તેથી પવન બંધ પડ્યો અને પાણી સ્થિર થઈ ગયું.

પછી ઈસુએ પોતાના શિષ્યોને કહ્યું કે તમે કેમ બિધા? પ્રભુ અમારૂં રક્ષણ કરશેજ, એવી તમને ખાત્રી શા વાસ્તે ન હતી?

ઈસુએ જાણ્યું કે મારા શિષ્યો ગભરાય છે, તે ઉંઘમાં હતો તોપણ તેમને બચાવત.

પેલા શિષ્યો માહોમાંહે કહેવા લાગ્યા કે પવન અને પાણી પણ ઈસુની આજ્ઞા માનેછે, માટે ખરેખર એ ઈશ્વરનો પુત્ર છે.

---

## પાઠ ૨૪ મો.

## યાઈરસની છોકરી.

એક યાઈરસ નામનો તાલેવંત માણસ ઈસુ પાસે આવ્યો અને તેને પગે લાગીને કહેવા લાગ્યો કે, "માર એક ન્હાની છોકરી છે અને તે ઘણી માંદી છે; માટે કૃપા કરીને મારે ઘેર પધારો અને તેને સારી કરો." તેથી ઈસુ તે માણસ જોડે ગયો.

જ્યારે તેઓ ઘર પાસે ગયા ત્યારે ચાકરોએ બહાર આવીને કહ્યું કે "છોકરી તો મરી ગઈ છે, હવે તેને કોઈ સારી કરી શકશે નહિ."

પણ ઈસુ બોલ્યો કે, "તેની કંઈ ચિંતા તમારે કરવી નહિ; હું તેને સારી કરી શકુંછું."

ઈસુએ તે છોકરીના માબાપને કહ્યું કે ઘરમાં ચાલો. પછી તેણે પિતર, યાકુબ અને યોહાનને કહ્યું કે, "તમે પણ અંદર આવો, પણ કોઈ બીજાને અંદર આવવા દેશો નહિ."

પછી તે સઘળા જે ઓરડામાં પેલી છોકરી સુતેલી હતી તે ઓરડામાં ગયા. પેલી છોકરી મરી ગઈ તેથી ઘણાં માણસ ત્યાં રડતાં અને વિલાપ કરતાં હતાં. પણ ઈસુએ તેમને કહ્યું કે, "રડો નહિ, એ છોકરી મરી ગઈ નથી પણ ઊંઘેછે."

તે છોકરીને જીવતી કરવાની ઈસુને મરજી હતી તેથી તેણે કહ્યું કે, તે ઊંઘેછે. પણ લોકોએ ઈસુને હસી કાઢ્યો અને કહ્યું કે એ છોકરી તો બરબર મરી ગઈ છે." તે છોકરીને ઈસુ જીવતી કરશે એવો તેમને વિશ્વાસ ન હતો.

ઈસુ બોલ્યો કે, "આ લોકોએ ઓરડામાંથી બાહાર નિકળવું જોઈએ." તેથી તેણે તેમને કાઢી મુક્યા, અને બારણું બંધ કર્યું. પણ છોકરીના માબાપને તથા પિતર યાકુબ અને યોહાનને ઓરડામાં રહેવા દીધા. પછી છોકરીનો હાથ ઝાલીને તે બોલ્યો, "ઉઠ" એટલે પેલી છોકરી બેઠી થઈ, અને ખાટલા પરથી ઉઠીને તે ઓરડામાં ચાલવા લાગી. તે બાર વરસની હતી. પછી ઈસુએ કહ્યું કે, એને કંઈ ખવાડો.

આ જોઈને તે છોકરીનાં માબાપને ઘણો અચંબો લાગ્યો.

---

## પાઠ ૨૫ મો.

### રોટલા અને માછલાં.

એક દાહાડો ઈસુ પોતાના શિષ્યોને લઈને એક જંગલમાં ગયો, અને બીજા ઘણા લોકો તેની પછવાડે ગયા. ઈસુએ તે બધાઓને ઉપદેશ કીધો, પોતાના પિતાની વાત સંભળાવી અને કહ્યું કે શેતાનના હાથમાંથી તમને બચાવવાને હું સ્વર્ગમાંથી આવ્યો છું. લોકોએ

સવારથી તે સાંજ સુધી તેની વાત સાંભળ્યા કીધી.

જ્યારે અંધારૂં થવા માંડયું ત્યારે શિષ્યોએ ઇસુને જઇને કહ્યું કે અંધારૂં થયું માટે કૃપા કરી આ લોકોને રજા આપો.

પણ ઇસુ જાણતો હતો કે એ લોકોને આજે આખો દહાડો કંઇ ખાવાનું મળ્યું નથી, અને એઓ થાકી ગયા છે, માટે એમને ભુખ્યા ઘેર મોકલવાની તેની મરજી નોહોતી, તેથી તેણે પોતાના શિષ્યોને કહ્યું કે, "એ લોકોને તમે ખવડાવી શકતા નથી"?

તેઓએ કહ્યું કે, "ના, અમારી પાસે ફકત પાંચ રોટલા અને બે ન્હાની માછલી છે, અને જુઓ લોક તો કેટલા ઘણા છે"!

પણ ઇસુ બોલ્યો કે, "એ લોકોને ઘાસ ઉપર બેસાડો અને એ રોટલી તથા માછલી મારી પાસે લાવો." તેથી શિષ્યોએ તે બધાને બેસાડયા.

દશ દેવલ ભરાઇ જાય એટલાં માણસ ત્યાં હતાં. પાંચ હજાર પુરૂષ હતા અને તે શિવાય ઘણાં બૈરાં છોકરાં હતાં.

ન્હાનાં છોકરાં કેવાં થાકી ગયાં હશે ! કેમકે તેમને વાળું કરીને સુઇ જવાની વખત થઇ હતી. હવે ઇસુએ એ બધા લોકોને કેવી રીતે ખવાડચું તે સાંભળો.

તેઓ સઘળાં લીલા ઘાસપર બેઠાં. ઇસુએ પેલા રોટલા અને માછલી લીધી. પ્રથમ તો તેણે ઉંચું જોઇને અન્નને સારૂ પોતાના પિતાનો ઉપકાર માનીને સ્તુતિ કરી. પછી તેણે રોટલાનો એક કડકો લઇને પિતરને આપ્યો અને કહ્યું કે, "એક બોળમાં તું પીરસ." પછી બીજો કડકો યોહાનને આપ્યો અને તેને બીજી ઓળમાં પીરસવાનું કહ્યું. તે પ્રમાણે તેણે દરેક શિષ્યને એકેકો કડકો રોટલા અને માછલી આપીને લોકમાં પીરસવાનું કહ્યું.

એક કડકા રોટલાથી બે ચાર છોકરાંના પણ પેટ નહિ ભરાય પણ ઇસુએ તો થોડા રોટલામાં એવી રીતનો ઉમેરો કર્યો કે એ સઘળાં માણસે પેટ ભરીને ખાધું. સઘળાં ખાઇને ધરાયાં, અને છાંડેલું તેઓએ ઘાસ પર ફેંકી દીધું. પણ ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે, ટોપલી લઇને છાંડેલા કડકા વણી લાવો. તે છાંડેલા



રોટલા આપીને લોકમાં પીરસવાનું કહ્યું. પૃ. ૮૦

કડકાથી બાર ટોપલી ભરાઈ. પછી ઈસુએ તે લોકોને કહ્યું કે, હવે ઘેર જાઓ.

જુઓ ઈસુએ કેવો ચમત્કાર કીધો. હજી પણ તે તમારૂં અને આખા જગતનું પોષણ કરેછે.

તે તમારૂં કેવી રીતે પોષણ કરેછે? તે તમને રોટલી આપેછે.

રોટલી શાની બનેછે? લોટની.

લોટ શાનો બનેછે? અનાજનો.

અનાજ કોણ પેદા કરેછે? ઈશ્વર.

તે અનાજ શામાંથી બનાવેછે? શૂન્યમાંથી.

જ્યાં કોઈ વસ્તુ નહિ હોય ત્યાં ઈશ્વર વસ્તુ ઉત્પન્ન કરેછે. ઈસુ ઈશ્વર છે, અને તેજ અનાજ ઉત્પન્ન કરેછે. માટે એમ જાણો કે ઈસુજ તમારૂં પોષણ કરેછે. જો તે ખેતરમાં અનાજ નહિ ઉત્પન્ન કરે, તો આપણે સઘળા ખાધા વિના મરી જઈએ. પણ તે આપણને ભૂલી નહિ જશે. ન્હાનાં પક્ષીઓની પણ તે સંભાળ લેછે. તેઓને હલ ફેરવતાં, અથવા અનાજ વાવતાં અથવા કાપણી કરતાં અથવા અનાજને કોઠારમાં ભરતાં આવડતું નથી;

તોપણ ઈશ્વર તેમને ભૂખે મરવા દેતો નથી. પક્ષીઓ પણ ઈશ્વરને હાંક મારેછે, અને ઈશ્વર સાંભળીને તેઓને ખોરાક શોધી કાઢવાની બુદ્ધિ આપેછે. હવે આપણામાં અમર આત્માઓ છે, માટે ન્હાના પક્ષીઓ કરતાં ઈશ્વર આપણા પર અધિક પ્રીતિ રાખેછે, તેથી આપણે જો તેની પ્રાર્થના કરીએ તો તે નક્કી સાંભળશે.

જો તમારી માના ઘરમાં કંઈ ખાવાનું નહિ હોય અને વેચાતું લેવા સારૂ તે કંઈ પૈસા પણ કમાઈ ન શકે તો પણ જો તે ઈશ્વર પર પ્રીતિ રાખે તો ઈશ્વર તેની અરજ સાંભળશે, અને તેને ભૂખે મરવા દેશે નહિ.

દરરોજ રોટલીને સારૂ તમારે ઈશ્વરની પ્રાર્થના કરવી જોઈએ કે, "હે પ્રભુ, આજ મને મારી રોજની રોટલી આપ."

આપણે જે રોટલી ખાઈએ છૂઈએ તે માટે ઈશ્વરનો ઉપકાર માનવો જોઈએ. આપણે ખાવા બેસીએ તે પેહેલાં ઈશ્વરનું નામ લઈને કેહેવું જોઈએ કે, "હે પ્રભુ, આ સારૂં ભોજન તેં અમને આપ્યું છે, માટે અમે તારો ઉપકાર માનીએ છૂઈએ."

## પાઠ ૨૯ મો.

## ઈસુનો દયાળુ સ્વભાવ.

મેં તમને કહ્યું છે કે, ઇસુના શિષ્યો કેટલીક વખત ગરીબ લોકો પર દયા નહિ કરતા પણ ઇસુ તો સદા કરતો.

એક દહાડો એક બિચારી સ્ત્રી ઇસુ પછાડી રડતી રડતી આવી અને કેહેવા લાગી કે હે પ્રભુ, મારે એક ન્હાની છોકરી છે, અને તે ઘણી માદી છે. પેહેલાં તો ઇસુએ તેને કંઇ જવાબ નહિ આપ્યો, અને શિષ્યો દયા ન રાખી તે બિચારીને કાઢી મૂકવાને ધારતા હતા. તે એટલી બુમ મારતી હતી કે તેઓ ઇસુને કેહેવા લાગ્યા કે, એને તો કાઢી મૂકવી જોઇએ.

પેલી બિચારી સ્ત્રીએ ઇસુને પગે લાગીને કહ્યું કે, "હે પ્રભુ, મારા પર કંઇ દયા કરો." ઇસુને તેના પર દયા આવી તેથી તેણે તેને કહ્યું કે, તારી જે ઇચ્છા છે તે હું કરીશ.

આ સાંભળીને પેલી બિચારી સ્ત્રીને ઘણો આનંદ થયો. અને તે ઘેર ગઇ ત્યારે તેણે પોતાની છોકરીને સારી થયલી જોઇ.

વળી એક બીજી વખત શિષ્યો કેટલાંક ન્હાનાં છોકરાં ઈસુની પાસે આવતાં જોઈને ઘણા નાખુશ થયા. કેટલીક બિચારી સ્ત્રીઓ પોતાનાં છોકરાં લઈને ઈસુ પાસે આવતી હતી, તે વેળા શિષ્યોએ ઈસુની આસ-પાસ ઉભા રહીને પેલી સ્ત્રીઓને પાસે આવવા દીધી નહિ.

તેઓએ કહ્યું કે "જતાં રહો, અહીં અમને તસ્દી દેવા સારૂ ન્હાનાં છોકરાંને શું કરવા લાવો છો?" જ્યારે ઈસુએ આ સાંભળ્યું ત્યારે તે પોતાના શિષ્યો સાથે ગુસ્સે થયો. ઈસુએ તે છોકરાંઓને જવા દીધાં નહિ.

તેણે શિષ્યોને કહ્યું કે "એમને કાઢી નહિ મૂકો, પણ મારી પાસે આવવા દો."

પછી ઈસુએ તે છોકરાંઓને પોતાની પાસે બોલાવ્યાં અને તેમના માથા પર હાથ મૂકીને પોતાના પિતાની પ્રાર્થના કરી અને તેમને આશીર્વાદ દીધો.

ઈસુએ પેલાં છોકરાંઓને પોતાની પાસે બોલાવ્યાં માટે તેમને કેવાં ભાગ્યવાન જાણવાં.

નમ્ર છોકરાં પર ઈસુ પ્રીતિ રાખેછે, તેઓ ઈસુનાં



મારી પાસે આવવા દો. પૃ. ૮૪.

ઘેટડાં છે. ઈસું તેમનો રખેવાળ છે. જ્યારે તેઓ મરી જશે ત્યારે ઈસુ તેમને સ્વર્ગમાં લઈ જશે.

## પાઠ ૨૭ મો.

## પ્રભુની પ્રાર્થના.

જ્યારે ઈસુ જગતમાં હતો ત્યારે પોતાના સ્વર્ગવાસી પિતાનું ધ્યાન ધરવામાં તે ઘણો આનંદ માનતો હતો. એકાંત જગામાં રહીને તેને પોતાના પિતાની પ્રાર્થના કરવાનું બહુ ગમતું હતું. કોઈ કોઈ વખત પ્રાર્થના કરતાં કરતાં તેની આંખમાંથી આંસુ વેહેતાં હતાં. એક દહાડો ઈસુએ એક પહાડની ટોચ પર એકલા બેસીને આખી રાત પ્રાર્થના કર્યા કીધી.

કેટલીક વખત ઈસુ પોતાના પિતાની પ્રાર્થના શિષ્યોના દેખતાં ઉભા રહીને કરતો હતો અને તેઓ સાંભળતા હતા.

એક દાહાડો જ્યારે ઈસુ પ્રાર્થના કરી રહ્યો હતો ત્યારે તેના શિષ્યો બોલ્યા કે "અમને પણ પ્રાર્થના કરતાં શિખવો." તેથી ઈસુએ તેમને એક ન્હાની પ્રાર્થના શિખવી તે આ હતી:—

"હે અમારા સ્વર્ગવાસી પિતા, તારૂં નામ પવિત્ર મનાઓ, તારૂં રાજ્ય આવો, તારી ઇચ્છા જેમ સ્વર્ગમાં પૂર્ણ થાયછે તેમ પૃથ્વી પર પણ થાઓ. અમારી રોજની રોટલી આજ અમને આપ અને જેમ અમે અમારા રૂણીઓને માફ કરીએ છૈએ તેમ તું અમારાં રૂણો અમને માફ કર; અને અમને પરીક્ષામાં નહિ નાખ પણ ભુંડાથી અમારો છૂટકો કર, કેમકે રાજ્ય સત્તા અને મહિમા સદા તારાંજ છે." આમેન.

ન્હાનાં છોકરાંઓ, હું જાણુંછું કે તમે સાંજે, અને સવારે આ પ્રાર્થના કરોછો. તમારી માએ તમને એ પ્રાર્થના શિખવી. પણ પેહેલવેહેલી એ પ્રાર્થના કોણે કહી તે તમે જાણોછો? પ્રભુ ઇસુએ પ્રથમ એ કહી; તે માટે એ પ્રભુની પ્રાર્થના કહેવાયછે. એ ઘણી સુંદર પ્રાર્થના છે, કેમકે એ ઇસુના મ્હોમાંથી નીકળી. પણ છોકરાઓને એ સમજવી કઠણ છે.

"તારૂં નામ પવિત્ર મનાઓ," એનો અર્થ શું છે? એનો અર્થ એ છે કે ઇશ્વરના નામની સ્તુતિ કરાઓ. ઇશ્વરના નામની સ્તુતિ કરાય તેમાં તમે રાજી છો?

"રૂણો" એટલે શું? એટલે પાપ છે.

ઈશ્વરની પ્રાર્થના કરો કે "હે ઈશ્વર અમારાં પાપ માફ કર."

તમે કોઈ વખતે એકાંતે જઈને ઈશ્વરની પ્રાર્થના કરોછો?

ઘરમાંના કોઈ પણ ઓરડામાં, કે વાડીમાં કે માર્ગે જતાં, કે કોઈ પણ ઠેકાણે ઈશ્વરની પ્રાર્થના કરી શકાયછે.

રાત્રે, કે દિવસે કે કોઈ પણ વખતે ઈશ્વરની પ્રાર્થના કરી શકાયછે.

તમને જે કંઈ જોઈએ તે તમારા બાપની પાસે તમે માગોછો, તે પ્રમાણે તમારા સ્વર્ગવાસી પિતાની પ્રાર્થના પૂરી આશાથી કરી શકાયછે.

તમે તેની પાસે શું માગશો? "હે ઈશ્વર, અમારૂં પાળણ પોષણ કર અમને રેહેવા સારૂ ઘર આપ, અમને સુખી રાખ," એવી તમે તેની વિનંતિ કરશો?

હા, ઈશ્વરની એવી પ્રાર્થના તો કરવી જોઈએ. પણ ખાવા, પીવાના, અને ઓઢવા સારૂ લુગડાં કરતાં એક બીજી ઘણી ઉત્તમ વસ્તુ તમારે માગવી જોઈએ.

એ કયી વસ્તુ છે? એ તો ઇશ્વરનો પવિત્ર આત્મા છે.

આ જગતમાં જે બધી જાતના રમકડાં, જે બધા પૈસા, ફુલ, ફળ, ઘરેણાં વગેરે છે તે સઘળાં તમારે હાથ આવે એના કરતાં પવિત્ર આત્મા તમારામાં હોય એ તમારે વાસ્તે ઘણુંજ સારૂં છે.

એ શા માટે તમારે વાસ્તે ઘણું સારૂં છે? એ માટે કે, પવિત્ર આત્મા તમને સ્વર્ગી દૂતોની પેઠે ઇશ્વર ઉપર પ્રીતિ રાખવાની બુદ્ધિ આપશે, અને સ્વર્ગમા સર્વકાળિક સુખ ભોગવવા સારૂ તમને તૈયાર કરશે.

ત્યારે ઇશ્વરની આ ટુંકી પ્રાર્થના તમે કરો, હે મારાં સ્વર્ગવાસી પિતા, કૃપા કરીને ખ્રીસ્ત ઇસુને લીધે, મને તારો પવિત્ર આત્મા આપ."

---

## પાઠ ૨૮ મો.

## ઈસુના મરણની ભવિષ્ય વાણી.

ઇસુ જે થવાનું હતું તે બધું અગાઉથી જાણતો હતો. પોતે મરવાનો તે પણ તેણે જાણ્યું. તે પોતાના શિષ્યોને પોતાના મનમાંની ગુપ્ત વાતો કોઇ વખત જણાવતો હતો:

એક દાહાડે તેણે તેમને એકાંતમાં લઈજઈને કહ્યું કે, "હવે થોડા દિવસમાં હું તમને મૂકીને જઈશ. દુષ્ટ લોકો મને પકડશે તથા દોરડાએ બાંધીને કોરડા મારશે. તેઓ મારી મશ્કરી કરશે અને વધસ્તંભ પર મને ખીલાએ જડી દેશે. તોપણ તમારે એટલું યાદ રાખવું કે હું ત્રીજે દિવસે પાછો જીવતો થઈશ."

શિષ્યો ઈસુ પર ઘણી પ્રીતિ રાખતા હતા, તેથી તેના મરણની વાત સાંભળીને તેમને ઘણું દુઃખ લાગ્યું. તેઓ બધા ઉદાસ થઈગયા. પિતર બોલ્યો કે પ્રભુ, તમારે મરવું નહિ. પણ ઈસુએ જવાબ આપ્યો કે "માણસને તારવાને સારૂ અને મારા પિતાની ઈચ્છા પુરી કરવા સારૂ મારે મરવું પડશે."

પિતાએ ઈસુને મરવાની આજ્ઞા આપી હતી તેથી તે પોતાના પિતાની આજ્ઞા ભંગ કરે નહિ.

ઈસુને મારીનાખવાનું જે લોકોને મન હતું તેમાંના ઘણા યરૂસાલેમ નામના એક મ્હોટા શેહેરમાં રહેતા હતા. ઈસુ વારે વારે તે શેહેરમાં જઈને ઉપદેશ કર્યા કરતો હતો.

તે લોકો ઈસુનો કેમ દ્વેષ રાખતા હતા? એનું કારણ એ હતું કે ઈસુ તેમને તેમના પાપની યાદ દેવડાવતો હતો.

ઈસુ તેમને એમ કહ્યા કરતો હતો કે, "તમે મારા પિતા ઈશ્વર પર પ્રીતિ રાખતા નથી, પણ અભિમાની તથા પતરાજી છો. તમે મને મારીનાખવા ચાહોછો. તમે જુઠું બોલોછો. ગરીબ લોકના પર તમને દયા આવતી નથી. ઈશ્વર ઉપર અમારા મનનો ભાવ છે, એવો ઢોંગ રાખોછો, પણ જ્યારે તમે ભજન કરોછો ત્યારે અમે કેવા ધર્મી છુઈએ એવો વિચાર મનમાં રાખોછો. તમારાં મન પાપથી ભરેલાં છે. તમે શેતાનનાં છોકરાં છો.

ઈસુની એવી મરજી હતી કે, તેઓ પોતાનું પાપ છોડી દે. ઈસુએ જ્યારે જોયું કે, તેઓ મારા પિતા સાથે વેર રાખેછે, અને પોતાની ભુંડી ચાલ છોડતા નથી ત્યારે તેને ઘણું દુ:ખ લાગ્યું.

એ ભુંડા લોકો ઈસુ પર ગુસ્સે હતા. તેઓએ તેને કહ્યું કે, "ઈશ્વર તારો પિતા નથી." પણ ઈસુએ કહ્યું

કે, "ઈશ્વર મારો પિતા છે. હું સ્વર્ગમાંથી આવ્યો છું, જ્યાં તે રહેછે, અને કોઈ દિવસ પાછો તેની પાસે જઈશ."

આખરે તે લોકોએ ઈસુ પર પથ્થર ફેંકવા માડ્યા. પણ તેને અત્યારમાં મરવાનું મન નહિ હતું, તેથી તેઓની પાસેથી જતો રહીને તેઓને માલમ નહિ પડે એવી જગ્યામાં ગયો. તે જગ્યામાં તે પોતાના શિષ્યોની સાથે ઘણા દાહાડા રહ્યો.

---

## પાઠ ૨૯ મો.

### લાઝરસ.

ઈસુ પોતાના શિષ્યોને લઈને એકાંત જગામાં રહ્યો. જે ભુંડા લોકો તેને મારી નાખવા ચાહાતા હતા તેમને તે જડ્યો નહિ. પણ ઈસુના મિત્ર તેનું ઠેકાણું જાણતા હતા.

તેના બાર શિષ્ય શિવાય ઈસુને બીજા ઘણા મિત્ર હતા.

તેના એક મિત્રનું નામ લાઝરસ હતું. લાઝરસને બે બેન હતી. એકનું નામ માર્થા અને બિજીનું મર્યમ હતું. એ ત્રણે ભાઈબેન સાથે રહેતાં હતાં. તેઓ ઈસુના પર બહુ ભાવ રાખતાં હતાં અને ઈસુ તેમને બહુ ચાહાતો હતો. ઈસુ વારે વારે તેમને મળવા આવતો અને તેમના ઘરમાં બેસીને વાત કરતો હતો. જ્યારે ઈસુ આવતો ત્યારે માર્થાને સારી સારી રસોઈ કરવાનું મન થતું; પણ મરિયમ તેની પાસે બેસીને તેની મીઠી વાણી સાંભળવાનું ચાહાતી હતી.

થોડા દાહાડા પછી લાઝરસ ઘણો માંદો પડ્યો. માર્થા અને મરિયમ પોતાના ભાઈ પર ઘણું હેત રાખતી હતી. તેઓ જાણતી હતી કે ઈસુ લાઝરસને સારો કરી શકશે. તેથી તેઓએ ઈસુને એવું કહેવડાવવાને એક માણસ મોકલ્યો કે લાઝરસ ઘણો માંદો છે.

ઈસુને શોધવાને પેલો માણસ ઘણે દૂર ગયો. એટલામાં લાઝરસનું માંદ વધતું ગયું અને શેવટે તે મરણ પામ્યો. તેના મિત્રોએ તેના મ્હોડા પર અને આખે શરીરે ધોળાં કપડાં વિંટાળીને તેને એક ગુફા જેવી

કબરમાં મુક્યો, અને તે ગુફાના મ્હો પર એક મ્હોટો પથરો મુક્યો.

માર્થા અને મરિયમ ઈસુની પાણીની પેઠે વાટ જોતી હતી.

ચાર દાહાડા પછી ઈસુ આવ્યો. પણ લાઝરસને મરી ગયાને ઘણો વખત થયો, તેથી ઈસુ તેને સારો કરશે એવી માર્થા અને મરિયમને આશા નહતી. તેથી તેઓ ભોંય પર બેસીને રડતી રહી.

જ્યારે માર્થાએ સાંભલ્યું કે ઈસુ ગામને પાદરે આવ્યો છે ત્યારે તે ઈસુ પાસે આવીને કહેવા લાગી કે "જો તમે અહિં હોત તો મારો ભાઈ મરી નહિ જાત; હજુ પણ તેને તમે જીવતો કરી શકો."

ત્યારે ઈસુ બોલ્યો, "તમારો ભાઈ પાછો ઉઠશે."

માર્થા બોલી, હા, હું પણ જાણુંછું કે છેલે દાહાડે જેમ બધાં મુડદાં ઉઠશે તેમ તે પણ ઉઠશે.

માર્થાને એમ લાગ્યું કે લાઝરસને સજીવન કરવાનું ઈસુનામાં સામર્થ્ય છે ખરૂં, પણ અમણાં તે તેને સજી-વન કરશે નહિ.

માર્થા પાછી ઘેર ગઈ ત્યારે પણ તેણે મરિયમને ભોંય પર કેટલીક બેનપણી સાથે બેઠેલી જોઈ.

તેણે મરિયમને કાનમાં કહ્યું કે ઈસુ તને બોલાવેછે. તેથી માર્થા અને મરિયમ સાથે ઈસુ પાસે ગઈ. ઈસુ રસ્તામાં ઉભો રહીને તેમની વાટ જોતો હતો.

મરિયમની બેનપણી પણ તેની સાથે ગઈ. તેઓ બધી રડતી હતી. મરિયમ પણ બહુ રોતી હતી. જ્યારે તેણે ઈસુને જોયો ત્યારે તે તેને પગે લાગી, અને બોલી કે "પ્રભુ, જો તમે અહિં હોત તો મારો ભાઈ મરી જાત નહિ."

મરિયમને આવી દુ:ખી તથા આવેલા બધા લોકોને રડતા જોઈને ઈસુને ઘણી દલગિરી થઈ. તે ડસકાં ભરવા લાગ્યો. ઈસુ એટલો બધો દયાળુ છે કે ઘણા માણસને દુ:ખી જોવાનું તેને ગમતું નથી.

પછી ઈસુ બોલ્યો કે તમે લાઝરસને ક્યાં મૂક્યો છે? માર્થા, મરિયમ અને તેમની બેનપણીઓ બોલી કે આવીને જુઓ. પછી તેઓએ તેને રસ્તો બતાવ્યો.

ચાલતાં ચાલતાં ઈસુની આંખમાંથી આંસુ વહેવા

લાગ્યાં. પછી તેઓ કબર પાસે ગયાં. તે ગુફા હતી અને તેના મ્હો પર એક મ્હોટો પથ્થર હતો.

ઈસુએ કહ્યું કે પથ્થર ખસેડી નાખો.

માર્થાએ જાણ્યું કે લાઝરસને જોવાનું ઈસુને મન છે. તેથી તે બોલી કે "કબરમાં જઈશ મા, લાઝરસ ચાર દહાડા થયાં મરી ગયો છે, તેથી હવે તો તેની દેહ ગંધાયછે." પણ ઈસુએ તને કહ્યું કે ભરોસો રાખ, કે હું એને જીવતો કરી શકીશ.

ત્યારે તેઓએ તે પથ્થર ખસેડ્યો.

પછી ઈસુ ઉંચે જોઈને બોલ્યો કે "હે સ્વર્ગવાસી પિતા, ચમત્કારિક કામ કરવામાં તું મને મદદ કરેછે માટે હું તારો ઉપકાર માનુંછું."

ઘણા લોકો પાસે ઉભા રહીને ઈસુ સામું જોયા કરતા હતા અને વિચાર કરતા હતા કે હવે એ શું કરશે.

બિચારી માર્થા અને મરિયમને પોતાના ભાઈને પાછો જીવતો થયલો જોવાની ઘણી ઈચ્છા હતી.

પછી ઈસુ મ્હોટેથી બોલ્યો, "લાઝરસ, બાહાર આવ."

લાઝરસ મરેલો હતો ખરો તો પણ તેણે ઇસુનો શબ્દ સાંભળ્યો. મરણ પામેલા માણસ પણ ઇસુનો શબ્દ સાંભળેછે. તે ઉઠીને કબરના મ્હો સુધી ચાલીને આવ્યો. તેના હાથ પગ લૂગડાંએ બાંધેલા હતા અને તેના મ્હો ઉપર પણ લૂગડું વિંટાળેલું હતું.

પણ ઇસુએ કહ્યું કે, "સઘળાં લૂગડાં છોડીનાંખો."

પોતાના ભાઈનું મ્હો ફરીથી જોવાથી માર્થા અને મરિયમને કેવો આનંદ થયો હશે! પ્રભુ ઇસુએ તેમના પર આટલી બધી દયા કરી તેથી તેઓએ તેનો કેટલો ઉપકાર માન્યો હશે!

પાસે ઉભેલા લોકો આ બધું જોઈને ઘણા અચરત થયા, અને બોલ્યા કે, ખરેખર ઇસુ ઇશ્વરનોજ પુત્ર છે.

---

## પાઠ ૩૦ મો.

## ઈશુનો યરૂશાલેમમાં પ્રવેશ.

ઇસુએ જે જે ચમત્કાર કીધા તેમાં સૌથી મ્હોટો કયો હતો?

ચાર દાહાડાના મૂએલા લાઝરસને તેણે ફરીથી જીવતો કીધો એ ચમત્કાર સૌથી મોટો હતો.

જે દુષ્ટ લોકો ઈસુને ધિક્કારતા હતા તેઓને કાને આ વાત પડી. પણ તેથી તો તેઓ ઈસુને વધારે ને વધારે ધિક્કારવા લાગ્યા. તેઓએ વિચાર કીધો કે આપણે એને જલદી મારી નાખવો જોઈએ, નહિ મારીએ તો સઘળા લોકોને એમ નિશ્ચય થશે કે એ ઈશ્વરનો પુત્ર છે.

ઈસુને ખબર પડી કે એ લોકોની મને મારીનાખ-વાની મરજી છે. તેથી તે લોકો જાણતા નહિ હતા એવી જગામાં જઈને તે ફરી સંતાઈ રહ્યો. પેલા દુષ્ટ લોકોએ ઈસુને બહુ શોધ્યો પણ તેમને તે જડયો નહિ.

પણ શું ઈસુ પોતાના શિષ્યોને લઈને જે જગ્યામાં સંતાઈ ગયો હતો ત્યાંજ તે બેસી રહ્યો? ના, તે જગતમાં આપણે સારૂ પોતાનો પ્રાણ આપવાને આવ્યો હતો. તે પોતાના મરવાના વખતની રાહ જોયા કરતો હતો. જ્યારે તે વખત આવ્યો ત્યારે તેણે પોતાના શિષ્યોને કહ્યું કે, "હવે આપણે યરૂશાલેમ જવું જોઈએ. ત્યાં

લોકો મારી મશ્કરી કરશે, મને મારશે અને પછી મારીનાખશે. પણ ત્રીજે દહાડે મારી કબરમાંથી હું પાછો બાહાર આવીશ."

આ સાંભળીને શિષ્યો ઘણા દલગિર થયા તો પણ જ્યાં ઈસુ જતો ત્યાં તેની સાથે જવાનું તેમને બહુ ગમતું હતું. રસ્તામાં ઘણી ઝડપથી ચાલતાં ચાલતાં ઈસુ યરૂશાલેમ પાસે આવી પોહોચ્યો. ત્યાં તે અટકયો અને પોતાના શિષ્યોને કહ્યું કે ગધેડા પર બેસીને હું યરૂશાલેમ-માં જઈશ. ઈસુને પોતાનું કોઈ ગધેડું નહતું. તે જ્યાં જતો ત્યાં ચાલીને જતો હતો. પણ તેને ગધેડાનો ખપ હોય તો કોઈ માણસના મનમાં આપવાની ઈચ્છા તે ઉત્પન્ન કરી શકતો.

ઈસુએ પોતાના બે શિષ્યોને કહ્યું કે જો તમે જરા આગળ જશો તો એક ગધેડી અને તેનું બચ્ચું બાંધેલું અને એક માણસ તેની પાસે ઉભેલો જોશો. તે ગધેડી અને બચ્ચાને મારી પાસે લાવો. પાસે ઉભેલો માણસ તમને કંઈ અટકાવશે નહિ.

આ સાંભળી બે શિષ્યો આગળ ચાલ્યા. તેઓ



ગધેડી બાંધેલી અને તેનું બચ્ચું. પૃ. ૯૯.

થોડેક ગયા એટલે તેઓએ એક ગધેડી બાંધેલી અને તેનું બચ્ચું જોયાં. તેઓએ ગધેડી છોડવા માડી એટલે પેલા પાસે ઉભેલા માણસ બોલ્યો કે "ગધેડીને કેમ છોડોછો"?

પેલા શિષ્યોએ જવાબ દીધો કે "પ્રભુને એ જોઈયેછે." ત્યારે પેલા માણસ બોલ્યો કે એમ છે તો લઈ જાઓ.

હું ધારૂંછું કે પેલા માણસ પ્રભુ ઈસુ પર પ્રેમ રાખતો હતો અને પોતાની વસ્તુ પ્રભુને આપવામાં ખુશી હતો.

પેલા બે શિષ્યો બન્ને ગધેડાંને ઈસુ પાસે લાવ્યા. તેઓએ પોતાના કેટલાંક કપડાં ઉતારીને ગધેડાંના બચ્ચા પર મુક્યાં અને તે પર ઈસુ સવાર થયો.

ઈસુએ લાઝરસને પાછો જીવતો કર્યો એ વાત યરૂશાલેમના ઘણા લોકોએ સાંભળી હતી તેથી તેઓ ઈસુના દર્શન કરવાને શેહેર બાહાર આવ્યા. લોકો ઈસુને રાજા કહી કહીને તેની સ્તુતિ કરવા લાગ્યા. કેટલાકે પોતાનાં કેટલાંક કપડાં ઉતારીને રસ્તા પર પાથર્યાં કે તે ઉપર રહીને ઈસુનું ગધેડું જાય. કેટલાક જણે પાસેના ઝાડોની ડાળી ભાંગીને રસ્તા પર નાંખી.

એવી રીતે ઈસુ મોટા શેહેર યરૂશાલેમમાં આવ્યો. ઈસુનાં દર્શન કરવાને સઘળા લોકો ઘરમાંથી બાહાર નિકળ્યા. નાનાં છોકરાં પણ ઈસુને રાજા કહી કહીને તેની સ્તુતિ કરવા લાગ્યાં. જે અભિમાની લોકો ઈસુને ધિક્કારતા હતા તેઓ આ બધો જય જયકાર સાંભળીને ઘણા ગુસ્સે થયા. ઈસુની સ્તુતિ સાંભળીને તેઓનો જીવ બળી જતો હતો. તેઓ ઈસુ પાસે આવીને તેને કહેવા લાગ્યા કે આ છોકરાંઓ પાસે તું પોતાને રાજા કેમ કહેવડાવેછે?

પણ છોકરાંઓની સ્તુતિ સાંભળીને ઈસુ ઘણો પ્રસન્ન થયો અને તેથી તેમને ચુપ રહેવાની આજ્ઞા આપી નહિ.

ઈસુ નાનાં છોકરાંપર પ્રીતિ રાખતો હતો અને નાનાં છોકરાં ઈસુ પર પ્રીતિ રાખતાં હતાં.

---

## પાઠ ૩૧ મો.

## મંદિર.

યરૂશાલેમમાં એક મોટું મંદિર હતું. બાહારથી તેને સફેત રંગ્યું હતું. તે ઘણું સુંદર મંદિર હતું. મંદિરના બા-

રણાં આખો દહાડો ઉઘાડાં રહેતાં હતાં અને લોકો અંદર જઈને ઈશ્વરની પ્રાર્થના કરતા હતા. એ મંદિર ઈશ્વરનું ઘર હતું. ઈસુ પોતાના શિષ્યોને લઈને ઘણીવાર ત્યાં જતો હતો. આંધળા અને પાંગળા લોકો ઈસુ પાસે ત્યાં આવતા હતા. ઈસુ તે બધાને સારા કરતો હતો અને તેમને પોતાના પિતા વિષે ઉપદેશ કરતો હતો.

મંદિરમાં નાનાં છોકરાં ઈસુની સ્તુતિનાં ભજન ગાતાં. આખો દહાડો ઈસુ લોકોને પ્રભુની વાત સંભળાવતો હતો. તેઓ કાન દઈને સાંભળતા હતા અને ખુશી થતા હતા.

દુષ્ટ અભિમાની લોકો મંદિરમાં આવીને ઈસુને હસતા હતા અને તેની નિંદા કરતા હતા. પણ તે સઘળું ઈસુ ગરીબ ઘેટડાની પેઠે નમ્રતાથી સહન કરતો હતો.

રાત્રે ઈસુ મંદિરમાંથી નિકળીને શેહેર બાહાર એક ઉંચી ટેકરી પર જઈને બેસતો અને ત્યાં એકલો ઈશ્વરની પ્રાર્થના કરતો હતો.

દુષ્ટ લોકોની એવી મરજી હતી કે ઈસુને પકડીને મારી નાખવો. તેઓએ એક બીજાને પુછ્યું કે

"આપણે એને પકડવા કઈ રીતે? જો આપણે મંદિરમાં જઈને પકડીએ તો લોકો જોશે અને તેઓ આપણને પકડવા દેશે નહિં. જો રાતે તે આપણને એકલો જડે તો દોરડે બાંધીને તેને આપણે ન્યાયાધીશ પાસે લઈ જઈએ."

૬૭૮ લોકો એકઠા બેસીને આવા આવા વિચાર કરતા હતા.

## પાઠ ૩૨ મો.

### યહુદા.

ઈસુને બાર શિષ્યો હતા. શું તેઓ સઘળા તેના પર પ્રીતિ રાખતા હતા?

પિતર યોહાન અને એક શિવાય સઘળા તેના પર પ્રીતિ રાખતા હતા. એક જે પ્રેમ રાખતો ન હતો તેનું નામ યહુદા હતું. તે પ્રીતિનો ઢોંગ કરતો હતો, પણ તેના મનમાં પ્રીતિ ન હતી. તે શેતાન સરખો હતો.

શું ઈસુ જાણતો હતો કે યહુદા કપટી છે? હા, તે તેના મનની વાત જાણતો હતો. પણ શિષ્યો એમ

જાણતા હતા કે યહુદા ધર્મી માણસ છે; કેમકે યહુદા પ્રભુ ઈસુને ચુંબન કરતો હતો, પ્રેમથી તેની સાથે વાત કરતો હતો અને બીજાઓની પેઠે ઈશ્વરની વાત કહેતો હતો.

પણ યહુદાને એક વસ્તુ પર પ્રીતિ હતી. તે પૈસાને બહુ ચાહતો હતો. ઘણા પૈસા એકઠા કરવાની તેને મરજી હતી.

તે ઘણો લોભી હતો અને ચોર હતો. શિષ્યો પાસે એક કોથળી હતી. તેમને જે પૈસા મળતા હતા તે તેઓ પેલી કોથળીમાં નાખતા હતા. સઘળા શિષ્યો પોતાના પૈસા એકજ કોથળીમાં નાખતા હતા. પણ તેઓ ગરીબ હતા તેથી કોથળીમાં ઝાઝા પૈસા એકઠા થતા નહીં. તે કોથળી યહુદા પાસે રહેતી હતી. અને તે તેમાંથી થોડાક પૈસા ચોરી લેતો હતો. આ વાત ઈસુ શિવાય બીજું કોઈ જાણતું ન હતું. ઈસુ સારી પેઠે એ જાણતો હતો.

યહુદા હમેશા વધારે પૈસા મેળવવાનો વિચાર કર્યાં કરતો હતો.

એક દહાડો પેલા દુષ્ટ લોકો એકઠા બેઠા હતા ત્યાં યહુદા જઈ પોહોંચ્યો. તે બોલ્યો કે "ઈસુ તમને એકલો મળે એવી તમારી ઈચ્છા છે. જો તમે મને થોડાક રૂપીઆ આપો તો તે રાતે ક્યાં જાયછે તે હું તમને કહિશ."

પેલા દુષ્ટ લોકો બોલ્યા કે, "હા, અમે તમને રૂપીઆ આપીશું."

યહુદાએ તેમને પુછ્યું કે "તમે મને કેટલા રૂપીઆ આપશો?"

તેઓએ કહ્યું કે "ત્રીસ રૂપીઆ."

યહુદા બોલ્યો કે "ઠીક ત્યારે. તે રાતે જ્યારે એકલો હોશે ત્યારે હું તમને તેની પાસે લઈજઈશ."

આ સાંભળીને પેલા દુષ્ટ લોકો ઘણા ખુશી થયા. તેઓ બોલ્યા કે "હવે આપણે એને પકડીને મારી નાખશું."

યહુદા ઈસુ પાસે પાછો આવ્યો પણ પોતે દુષ્ટ લોકો સાથે જે વાતો કરી તે તેણે કોઈ શિષ્યને પણ કહી નહિ. પણ તેણે જે જે કીધું તે ઈસુએ જાણ્યું; કેમકે ઈસુ તેના મનની વાત અને તે રાત દહાડો જે કરતો તે બધું

જાણતો હતો. પણ ઇસુએ યહુદાને એમ નહિ કહ્યું કે હું તારી દુષ્ટ યુક્તિ જાણું છું.

## પાઠ ૩૩ મો.

## પ્રભુભોજન.

ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું કે "થોડા દહાડામાં હું મરી જઇશ, પણ મરૂં તે પેહેલાં તમારી સાથે યરૂશાલેમ-માં ભોજન કરવાનું મને મન છે."

પછી ઇસુએ પિતર અને યોહાનને કહ્યું કે "જાઓ, ભોજન તૈયાર કરો." પણ તેઓએ કહ્યું કે "ક્યાં તૈયાર કરીએ?" યરૂશાલેમમાં ઇસુનું ઘર નહતું તો પણ તેને ખાત્રી હતી કે ભોજન સારૂ કેથે પણ જગ્યા મળશે.

તેથી ઇસુએ પિતર અને યોહાનને કહ્યું કે "યરૂશાલેમ-માં જાઓ, એક માણસ ઘડો લઇ જતો તમને મળશે. તેની પછાડી તમે જજો. તે એક ઘરમાં પેસશે, તે ઘરનો ધણી આપણને એક ઓરડો આપશે. તેને જઇને કહો કે પ્રભુ ઇસુ મરવાનો છે અને તેને પોતાના શિષ્યોની સાથે ભોજન કરવું છે."

પછી પિતર અને યોહાન યરૂશાલેમમાં ગયા.

તેઓને કોણ મળ્યું?

ઘડો લઈને જતો એક માણસ.

તેઓ તે માણસની પછાડી ગયા. તે એક ઘરમાં પેઠો. પિતર અને યોહાન પણ તે ઘરમાં પેઠા અને તે ઘરના ધણીને કહ્યું કે પ્રભુ ઈસુ મરવાનો છે, અને તે મરે તે પહેલાં પોતાના શિષ્યો સાથે તેને ભોજન કરવું છે માટે એક ઓરડો જોઈએછે.

ઘરનો ધણી તેમને માળ ઉપર લઈ ગયો અને એક મ્હોટો ઓરડો બતાવ્યો. તે ઓરડામાં એક મેજ હતી અને તેની આસપાસ ખુરસીઓ હતી, તથા ભોજનને સારૂ જોઈએ તેટલાં વાસણો અને જરૂરનો સામાન પણ હતો.

પછી પિતરે અને યોહાને રોટલી, દ્રાક્ષારસ અને બીજી કેટલીક વસ્તુ આણીને ભોજન તૈયાર કીધું. ઈસુ શેહેરની બાહાર હતો તેને ભોજન તૈયાર થયું તે કહેવાને પિતર ને યોહાન ગયા. તેથી ઈસુ પોતાના શિષ્યોને લઈને સાંજે તે ઘર આગળ આવ્યો. તેઓ સઘળા માળ ઉપર જઈને બેઠા.

સઘળા કરતાં યોહાન પર ઈસુની પ્રીતિ વધારે હતી તેથી તે ઈસુની પાસે બેઠો.

થોડીક વાર ભોજન કર્યા પછી ઈસુએ ઉઠીને એક અંગુછો લઈને પોતાની કમરે વિંટાળ્યો અને એક વાસણમાં પાણી લઈને પોતાના શિષ્યોના પગ ધોવા લાગ્યો અને કમરે વિંટાળેલા અંગુછાથી લુછી નાખવા લાગ્યો.

જ્યારે તે પિતર પાસે આવ્યો ત્યારે પિતર બોલ્યો કે મારા પગ તમારે ધોવા નહિ.

પિતર સમજતો હતો કે પગ ધોવા એ ચાકરનું કામ છે ઈસુનું નથી, ઈસુ આપણા પગ ધોએ એ અઘટિત છે. પણ ઈસુ અભિમાની ન હતો. શિષ્યોના પર કૃપા કરવાથી તેને આનંદ થતો હતો.

પછી ઈસુએ પિતરને કહ્યું કે જો હું તારા પગ નહિ ધોઉં તો તું મારો શિષ્ય નહિ. પણ હું તને શુદ્ધ કરી ચુક્યો છું. ઈસુએ પિતરનું મન શુદ્ધ કર્યું હતું.

પછી પિતરે ખુશીથી પોતાના પગ ધોવડાવ્યા.

યહુદા શિવાય સઘળા શિષ્યોનાં મન શુદ્ધ હતાં. યહુ-

દાનું મન દુષ્ટતાથી ભરેલું હતું. તેના મનમાં શેતાન હતો. તો પણ ઈસુએ યહુદાના પગ ધોયા. યહુદા તેને ધિક્કારતો હતો પણ તેણે તેના પર કૃપા કીધી.

જ્યારે ઈસુ સઘળા શિષ્યોના પગ ધોઈ રહ્યો ત્યારે તે બેસીને તેમની સાથે વાત કરવા લાગ્યો.

તે બોલ્યો કે "મેં તમને શું કીધું તે તમે જાણોછો? હું તમારો પ્રભુ અને ગુરૂ છુઉં તો પણ મેં તમારા પગ ધોયા છે. મારી એવી મરજી છે કે મેં તમારા પર જેવો પ્રેમ રાખ્યો છે તેવો તમે એક બીજા પર રાખતાં શિખો."

---

## પાઠ ૩૪ મો.

## પ્રભુભોજન ભાગ ૨.

યહુદાએ દુષ્ટ વિચાર કીધો તે તમે સાંભળ્યું છે. ઈસુ જાણતો હતો કે એ દુષ્ટ લોકોને લાવશે અને તેઓ મને પકડીને મારી નાખશે.

ઈસુએ યહુદા પર ઘણો પ્રેમ રાખ્યો હતો અને તે આટલો બધો દુષ્ટ હતો તેથી તેને શોક થતો હતો.



શું તે માણસ હું છું? પૃ. ૧૦૯.

જ્યારે ઈસુ પોતાના શિષ્યોની સાથે ભોજન કરતો હતો, ત્યારે તે બોલ્યો કે "તમે મારા શિષ્ય છો ખરા; તો પણ તમારામાંનો એક મને દુષ્ટ લોકોના હાથમાં સોંપશે એ માટે કે તેઓ મને મારીનાખે."

આ સાંભળી બધા શિષ્યો ઘણા દલગિર થયા. પિતર બોલ્યો કે પ્રભુ, શું તે માણસ હું છું? યોહાને પુછ્યું કે, તે હું છુઉં? એ પ્રમાણે તેઓમાંના એકેકે પુછ્યું. પણ ઈસુએ તેમને કહ્યું નહિ.

યોહાન પોતાનું માથું ઈસુની છાતી પર અઢીંગીને બેઠલો હતો. પિતરે તેને ઈશારો કીધો કે પ્રભુને તમે પુછો કે, કયો શિષ્ય દુષ્ટ લોકોને તમારૂં ઠેકાણું બતાવાનો છે?

તેથી યોહાને પ્રભુને ધીરે રહીને પુછ્યું કે તે કોણ છે?

ઈસુએ કહ્યું કે "જે મારી સાથે રોટલી બોળેછે તે;" કેમકે જ્યારે ઈસુ રોટલી બોળતો હતો ત્યારે એક શિષ્યે પણ રોટલી બોળી. તે કોણ હતો? તે યહુદા ઈસ્કારિયત હતો; તેણે ઈસુ સાથે પોતાની રોટલી

બોળી હતી. તેથી યોહાને જાણ્યું કે એજ પેલો દુષ્ટ માણસ છે.

પછી ઈસુએ યહુદાને કહ્યું કે "જા, તારે જે કરવું હોય તે કર"; ત્યારે યહુદા ઉઠીને બાહાર ગયો.

તે ક્યાં ગયો ?

તે દુષ્ટ લોકોને તેડવા ગયો કે તેઓ રાતને વખતે આવીને ઈસુને પકડે. પણ શિષ્યો સમજ્યા કે તે બજારે કંઈ લેવા ગયો હશે, અથવા ગરીબ લોકોને દાન કરવા ગયો હશે.

---

## પાઠ ૩૫ મો.

## પ્રભુભોજન, ભાગ ૩.

ભોજન કસ્યા પછી ઈસુએ રોટલી લઈને તેના કકડા કસ્યા અને શિષ્યોને આપીને તે બોલ્યો કે, "એ મારી દેહ છે; હું હવે મરી જવાનો; એ ખાજો, અને મારૂં સ્મરણ કરજો."

પછી ઈસુ એક વાડકામાં દ્રાખરસ રેડીને બોલ્યો કે "આમાંથી તમે બધા થોડો થોડો પીઓ; એ મારૂં લોહી છે; થોડીવારમાં મારૂં લોહી વહીજઈને

હું મરી જઈશ; એ પીને મારૂં સ્મરણ કરજો.

ઈસુ એમ પણ બોલ્યો કે, "હું મરૂં તે પેહેલાં ફરીથી તમારી સાથે ભોજન કરવાનો નથી. હું મારા પિતા પાસે જવાનો છુઉં; મારે તમને છોડીને જવું પડશે, પણ હું પાછો આવીશ."

પછી તે બધાઓએ ભજન ગાયાં.

થોડીકવાર રહીને ઈસુ ઉઠીને નીચે ગયો અને બહાર નિકળ્યો; બધા શિષ્યો પણ નિકળીને તેની પછાડી ગયા. તે વખતે અંધારૂં થયું હતું. ઈસુ પોતાના શિષ્યો જોડે વાત કરતો કરતો ગયો. તે બોલ્યો કે "હું મરી જવાનો છું, અને આજ રાતે તમે બધા મને છોડીને ચાલ્યા જશો."

પણ પિતર બોલ્યો કે "હું તમને છોડીને જવાનો નથી; હું તમારી સાથે કેદમાં આવીશ; હું તમારી સાથે મરણ પામીશ તો પામીશ; પણ હું કદી તમારાથી જૂદો પડવાનો નથી.

ઈસુએ કહ્યું કે, "ના, પિતર, તું મને છોડીને જતો રહેશે; તું એમ કહેશે કે હું એને ઓળખતો નથી, અને એ મારો મિત્ર નથી; પિતર, આજ રાતે મરઘો બોલે તે પહેલાં તું એવું કહેશે."

ઈસુ પોતાના શિષ્યો સાથે ઘણી મિઠી વાતો બોલ્યો. તેણે તેઓને કહ્યું કે "મારા જવાથી તમારે દલગિર થવું નહિ; હું મારા પિતા પાસે જાઉં છું; થોડા દહાડા પછી હું તમારી પાસે પાછો આવીશ; સ્વર્ગમાં જઈને હું તમારે સારૂ ત્યાં જગા તૈયાર કરીશ; હું તમને એવી આજ્ઞા કરૂંછું કે તમારે એક બીજા પર પ્રેમ રાખવો; હું મારો આત્મા મોકલીશ; તે આવીને તમારા મનમાં રહેશે."

ચાલતાં ચાલતાં ઈસુ એક વાડીમાં આવ્યો. ઈસુ ઘણીવાર પોતાના શિષ્યોને લઈને તે વાડીમાં ગયો હતો, તેથી દુષ્ટ યહુદા તે જગો જાણતો હતો.

તે વખતે યહુદા ક્યાં હતો?

તે પેલા દુષ્ટ અભિમાની માણસો સાથે હતો.

તે દુષ્ટ માણસોના ચાકરો લઈને તે વાડીમાં આવ્યો તે તમે અગાડી વાંચશો; કેમકે ઈસુને પકડવા સારૂ પેલા દુષ્ટ માણસોએ પોતાના ચાકરોને મોકલવાનો ઈરાદો કીધો હતો.

# પાઠ ૩૬ મો.

## વાડી.

ઈસુ વાડીમાં આવ્યો ત્યારે તેણે પોતાના શિષ્યોને કહ્યું કે "હું પાછો આવું ત્યાં સુધી તમે એક જગાએ રહો." પણ તેણે પોતાની સાથે ત્રણ શિષ્યો લીધા.

તેઓ કોણ હતા?

પિતર, યાકુબ અને યોહાન. ઈસુએ તેમને વાડીમાં થોડેક દૂર લઈ જઈને કહ્યું કે "ખરેખર મને ઘણીજ દલગિરી થાય છે; હું પ્રાર્થના કરવા જાઉં છું; તમે અહીંજ થોભો; સુઈ નહિ જાઓ; પણ હું પ્રાર્થના કરૂં એટલામાં તમે પણ કરો."

પછી ઈસુ એકલો જરા આગાડી ગયો અને ઘુંટણીએ પડીને પોતાના પિતા ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો કે "હે પિતા, તું મને સહાય થા." પ્રાર્થનાને છેડે તે એવું બોલ્યો કે "ઓ પિતાજી, તારી મરજીમાં આવે તેમ કર, મારી ઈચ્છા પ્રમાણે નહિ."

તેણે ઘણી હોંશથી પ્રાર્થના કરી અને તેને એટલું બધું દુઃખ લાગ્યું કે તેની ચામડીના છિદ્રમાંથી લોહીનાં

ટીપાં ભૂમી ઉપર પડ્યાં કરે. પછી તે પાછો ઉઠીને પિતર, યાકુબ અને યોહાનની પાસે ગયો, પણ તેઓ ઊંઘતા હતા. ઈસુએ તેમને જગાડીને કહ્યું કે પ્રાર્થના કરો.

પછી તે પાછો ગયો ને પોતાના પિતાની પ્રાર્થના કરવા લાગ્યો કે "હે પિતાજી, આવા દુઃખમાં મને મદદ કર." પછી તે પોતાના શિષ્યો પાસે આવ્યો, પણ તેઓ પાછા ઊંઘી ગયા હતા.

થોડીક વાર રહીને ઈસુએ ફરી પ્રાર્થના કીધી, એટલે તેના પિતાએ તેને ધીરજ આપવાને સ્વર્ગમાંથી એક દૂત મોકલ્યો. તે દૂતે શું કહ્યું તે હું જાણતો નથી. પણ મને પૂરી ખાતરી છે કે દૂત ઈસુને ચાહાતો હતો તેથી તે તેની સાથે મિઠીજ વાતો બોલે, અને તેને કહે કે તારા પિતાનું તારા પર ઘણું હેત છે. તે દૂત ઘણી વાર રહ્યો નહિ, પણ પાછો ઈશ્વર પાસે ચાલ્યો ગયો.

ઈસુ ફરીથી પોતાના શિષ્યો પાસે આવ્યો ત્યારે પણ તેણે તેમને ઊંઘતા જોયા. પણ ઈસુએ તેમને જગાડ્યા ને કહ્યું કે "ઉઠો, યહુદા પાસે આવ્યો છે."

ઈસુ આ પ્રમાણે બોલતો હતો તેવામાં ઘણા માણસ



પિતાની પ્રાર્થના કરવા લાગ્યા. પૃ. ૧૧૪.

વાડીમાં ચાલતાં જણાતાં હતાં. તેઓ યરૂશાલેમના અભિમાની લોકોના ચાકર હતા. તેઓના હાથમાં તરવાર, લાકડી અને ફાનસ હતાં અને ઈસુ ક્યાં બેસેછે તે બતાવવાને સારૂ યહુદા સહુની આગળ ચાલતો હતો. પણ યહુદા ચોરીછુપીથી ઈસુ પાસે આવ્યો અને જાણે તેને ચાહાતો હોય, એવી રીતે તેણે તેને બોકી કીધી. યહુદા શું કરેછે તે બધું ઈસુ જાણતો હતો. ઈસુએ તેને કહ્યું કે "મિત્ર, તું અહિં કેમ આવ્યો? અને મને બોકી કેમ કરેછે?"

ઈસુ નાહાસી નહિં ગયો, પણ પેલા દુષ્ટ લોકોની પાસે ગયો અને તેમને પૂછ્યું કે તમે કોને શોધોછો?

તેઓ બોલ્યા કે ઈસુને.

પછી ઈસુએ કહ્યું કે તે તો હું.

જ્યારે ઈસુએ આમ કહ્યું ત્યારે તેઓ સઘળા ઈશ્વરના કરવાથી ભોંયપર ચત્તાપાટ પડ્યા. ઈસુને જો નાહાસી જવું હોત, તો તે એ વખતે નાહાસી જાત. પણ પાપી માણસોને સારૂ પ્રાણ આપવાનો તેનો ઈરાદો હતો તેથી નાહાસી જવાનું તેને ગમ્યું નહિં.

પેલા દુષ્ટ માણસોને પ્રભુએ તરત ઉભા થવા દીધા. ઈસુએ તેઓને કહ્યું કે જો મને પકડવો હોય, તો તમારે મારા શિષ્યોને જવા દેવા.

ઈસુને પોતાના શિષ્યોપર દયા આવી તેથી તેમને બચાવવાનો તેણે વિચાર કીધો. તેઓ બિહીતા હતા, વાસ્તે નાહાસી જવાની તેમની ખુશી હતી. ઈસુની સાથે રહીને મરવાનું તેમને નહિ ગમતું હતું.

પણ પિતરે તલવાર લઈને એક દુષ્ટ માણસનો કાન કાપી નાખ્યો. પિતરને લડાઈ કરવાનું મન હતું. પણ ઈસુએ તેને કહ્યું કે તલવાર મુકી દે. જો અમણા હું મારા પિતાની પ્રાર્થના કરૂં, તો તે મને મદદ કરવાને હજારો દૂતો મોકલે. પછી ઈસુએ પેલા માણસના કાનને હાથ અડકાડીને તેનો કાન સારો કીધો.

ઈસુએ ઈશ્વર પાસેથી દૂતોની મદદ કેમ નહિ માગી?

આપણું તારણ સાધવા સારૂ પોતાનો જીવ આપવાને તે ચાહાતો હતો, તેથી તેણે મદદ નહિ માગી. જો દૂતો આવીને ઈસુને પાછો સ્વર્ગમાં લઈ ગયા હોત, તો આપણે સઘળા નરકમાં પડત.

દુષ્ટ લોકોની પાસે ઈસુને મૂકીને પિતર વગેરે સઘળા શિષ્યો નાહાસી ગયા. પછી દુષ્ટ લોકો દોરડાંવતી ઈસુના હાથ પગ બાંધીને તેને યરૂશાલેમમાં લઈ ગયા, અને ઈસુ તેઓની સાથે ગરીબ ઘેટાના જેવો નમ્ર થઈને ચાલ્યો.

## પાઠ ૩૭ મો.

## પિતરનો નકાર.

જે દુષ્ટ અભિમાની લોકો ઈસુને ધિક્કારતા હતા તેઓએ તે રાતે ઉજાગરો કીધો. ઈસુને પકડવા સારૂ તેઓએ પોતાના ચાકરો સાથે કેટલાક સિપાઈ મોકલ્યા હતા. તેઓ એક હવેલીમાં બેસીને વાતચીત કર્યા કરતા હતા ને ઈસુની રાહ જોતા હતા.

તેઓ માહોમાહે વિચાર કરતા હતા કે ઈસુ આવે કે તરતજ તેને આપણે મારી નંખાવીશું. આપણે તેને ન્યાયાધીશ પાસે લઈ જઈશું.

થોડી વાર પછી દુષ્ટ ચાકરો ઈસુને લઈને તે હવેલીમાં આવ્યા. તેને જોઈને પેલા દુષ્ટ લોકો ઘણા ખુશી થયા. તેઓએ તેને ઓરડાની વચમાં ઉભો રાખ્યો.

પછી તેઓએ તેનું અપમાન કરવા માડ્યું. તેઓએ તેને પૂછ્યું કે તું પરમેશ્વરનો પુત્ર છે?

ઈસુ બોલ્યો કે હા, હું પરમેશ્વરનો પુત્ર છઉં. કોઈ દહાડો તમે મને દૂતોની સાથે વાદળાંમાં આવતો જોશો. આ સાંભળીને દુષ્ટ લોકો ઘણા ગુસ્સે થયા.

તેઓ બોલી ઉઠ્યા, સાંભળો, એ શું કહેછે? એ કહેછે કે હું પરમેશ્વરનો પુત્ર છઉં. એને ન્યાયાધીશ પાસે લઈ જઈને મારી નંખાવવો જોઈએ.

આટલી બધી વાર સુધી ઈસુ નમ્ર થઈને ઉભો રહ્યો અને એક શબ્દ પણ બોલ્યો નહિ.

ઈસુના શિષ્યોનું શું થયું વારૂ?

તેઓ નાહાસી ગયા હતા.

શું પિતર પણ નાહાસી ગયો હતો?

પિતરે કહ્યું હતું કે હું ઈસુ સાથે મરીશ, તે છતાં પણ તે બી નાહાસી ગયો હતો.

નાહાસી ગયા પછી પિતરના મનમાં એમ આવ્યું કે "હું જઈને ઈસુને શોધી કાહાડું; દુષ્ટ લોકો તેને શું કરેછે તે મારે જોવું જોઈએ."

આવો વિચાર કરીને પિતર યરૂશાલેમ આવ્યો ને પેલી હવેલીમાં ગયો. પહેલાં તે પરશાળમાં ગયો; ત્યાં દુષ્ટ ચાકરો બેસીને તાપ્યા કરતા હતા; અને ત્યાંથી બીજા ઓરડામાં જવાનું બારણું ઉઘાડું હતું, તેમાંથી પિતર ઈસુને જોતો હતો. તે ઓરડામાં ઈસુ દુષ્ટ લોકોની આગળ ઉભેલો હતો. પિતરને એવી આશા હતી કે હું ઈસુનો શિષ્ય છું તે કોઈ જાણશે નહિ. તેને એવી દેહેશત હતી કે જો કોઈ મને ઓળખી કાઢશે તો મારૂં મોત આવશે. પણ પિતર સગડી પાસે બેસીને તાપતો હતો, તે વખતે એક દાસીએ તેને કહ્યું કે "તું તો ઈસુનો શિષ્ય છે."

ત્યારે પિતર ગભરાઈને બોલ્યો કે "ના, હું ઈસુનો શિષ્ય નથી; હું તેને ઓળખતો પણ નથી."

પછી પિતર ઉઠીને બાહાર ગયો; પછી એક બીજી દાસી ત્યાં હતી, તેણે તેને કહ્યું કે "હું નક્કી જાણુંછું કે તું ઈસુનો શિષ્ય છે."

પિતરે ફરી ના કહી કે હું ઈસુનો શિષ્ય નથી. પછી તે પાછો સગડી પાસે ગયો અને ચાકરો સાથે વાત કરવા મંડ્યો.

પણ કેટલાક ચાકરોને યાદ આવ્યું કે અમે એને વાડીમાં જોયો હતો. તેઓ પિતર પાસે આવીને કહેવા લાગ્યા કે "ખરેખર તું ઇસુનો ચેલો છે." એક જણ બોલી ઉઠ્યો કે "મેં એને વાડીમાં ઇસુ સાથે જોયો હતો."

ત્યારે પિતર સમ ખાઇને કહેવા લાગ્યો કે હું ઇસુનો ચેલો નથી. પિતર આવું જુઠું બોલી રહ્યો કે તરત તેણે મરઘો બોલતો સાંભળ્યો.

પછી પિતરને ઇસુના શબ્દ યાદ આવ્યા તેથી તેણે ઇસુની તરફ જોયું, અને ઇસુએ પિતરની સામા જોયું. ઇસુ કંઇ બોલ્યો નહિ, પણ તેના ચેહેરા ઉપરથી તે જાણે આમ બોલતો હોય એવું માલમ પડ્યું કે, "શું આ મારો મિત્ર પિતર છે, જેણે એમ કહ્યું હતું કે હું ઇસુ સાથે મરણ પામવાને તૈયાર છુ? શું તે મારો પર આવો સ્નેહ રાખેછે? શું તે એમ કહેછે કે હું ઇસુને ઓળખતો નથી?"

પછી પિતર ઘણો દલગિર થયો. તેની છાતી ફાટી જતી હોય એટલું બધું તેને દુઃખ લાગ્યું. તે બાહાર જઇને ઘણું રડવા લાગ્યો. પિતરના મનમાં તો ઇસુના



બહાર જઇને ઘણું રડવા લાગ્યો. પૃ. ૧૨૦

પર પ્રેમ હતો, પણ તે શૈતાનના ફાંદામાં પડ્યો તેથી તેણે કહ્યું કે હું ઈસુને ઓળખતો નથી.

જ્યારે પિતર ઈસુની સાથે વાડીમાં હતો તે વેળા જો તેણે ઉંઘી જવા કરતાં પ્રાર્થના કરી હોત તો તે એવું કામ કરત નહિ. પણ ઈસુએ પિતરને સારૂ ઘણીવાર પ્રાર્થના કીધી હતી કે શેવટે તેનો જીવ શૈતાનના ફાંદામાંથી બચીને નાશ નહિ પામે.

---

## પાઠ ૩૮ મો.

### હાકિમ પિલાતનું વૃત્તાંત.

આખી રાત ઈસુ પેલી હવેલીમાં ઉભો રહ્યો. પિતર બોલ્યો તે બધું તેણે સાંભળ્યું અને તેથી તેને ઘણી દલગિરી થઈ હશે. દુષ્ટ લોકો સિંહ અને વાઘ જેવા હતા અને ઈસુ ઘેટાના બચ્ચા જેવો હતો. તેઓ જાણે ઈસુ તેઓનો કટ્ટો દુશમન હોય તેમ તેના તરફ ગુસ્સાથી જોતા હતા.

એક વખત ઈસુ કંઈ બોલ્યો તેથી એક ચાકરે તેને તમાચો માર્યો; તે પણ ઈસુએ નમ્રતાથી સહન કર્યો.

રાત હતી તેથી ન્યાયાધીશ ત્યાં આવ્યો નહિ. તેથી

સવાર થતાં સુધી દુષ્ટ લોકોને ત્યાં રહેવું પડ્યું.

નોકરોએ ઇસુને ચારે તરફથી ઘેરી લઇને તેના મ્હો પર એક લૂગડું ઢાંક્યું અને પછી તેઓએ તેને મુક્કા અને હડસેલા માર્યા, તેની મજાક કીધી અને તેના મ્હો પર થુક્યા.

સવાર થઇ ત્યારે તે દુષ્ટ લોકો બોલ્યા કે ચાલો હવે આપણે એને ન્યાયાધીશ પાસે લઇ જઇએ.

તેથી તેઓ ઇસુને સાથે લઇને તે હવેલીમાંથી નિકળ્યા.

ન્યાયાધીશ પોતાના ઘરની બાહાર આવી એક ઉંચા આસન પર બેઠો.

તેનું નામ પિલાત હતું. તે ઇસુને નહિ ઓળખતો હતો. તેણે પૂછ્યું કે એણે શું કીધું છે?

પેલા દુષ્ટ લોકો બોલ્યા કે એ એમ કહેછે કે હું રાજા છું.

પછી પિલાતે ઇસુને પૂછ્યું કે તું રાજા છે? ઇસુએ ઉત્તર આપ્યો કે હા હું રાજા છું. પિલાતને પણ માલમ પડ્યું કે એ તો ઘણો ધર્મી છે તેથી તેને શિક્ષા કરવાને તે ચાહાતો ન હતો.

પછી દુષ્ટ માણસો ઘાંટો કાઢીને બોલી ઉઠ્યા કે એને વધસ્તંભ પર ચઢાવવો જોઈએ.

પિલાતે કહ્યું કે હું એને કોરડા મારીશ; તે શિક્ષા એને સારૂ બસ છે. તેથી પિલાતે કેટલાક સિપાઈઓને બોલાવ્યા. તેઓએ ઈસુને એક ઘરમાં લઈ જઈને એટલા કોરડા માર્યા કે તેની પીઠમાંથી લોહી વહેવા લાગ્યું. પછી ઈસુ પોતાને રાજા કહેતો હતો તેથી નિર્દય સિપાઈઓ તેને હસવા લાગ્યા. તેઓએ ઈસુના કપડાં ઉતારી લીધાં અને તેને રાજાના જેવાં લૂગડાં પેહેરાવ્યાં.

પછી તેઓ બોલ્યા કે હવે આપણે એને મુગટ પેહેરાવવો જોઈએ. તેથી તેઓએ કાંટાવાળી ડાંખળીઓ ગુંથીને તેનો મુગટ બનાવ્યો અને તે ઈસુના માથા પર મૂક્યો.

તેઓએ કહ્યું કે રાજાના હાથમાં રાજદંડ હોયછે, માટે એના હાથમાં પણ કંઈ આપણે આપવું જોઈએ. તેથી તેઓએ રાજદંડને બદલે તેના હાથમાં એક બરૂ આપ્યું. પછી તે બરૂ તેના હાથમાંથી લઈ લઈને તેઓએ

તેના માથામાં માર્યું; અને હસતા હસતા તેને પગે લાગીને તેઓ બોલ્યા કે, "રાજાધીરાજ, રાજાધીરાજ."

પછી પિલાતે ઈસુને બારણે આણ્યો. ત્યાં બધા દુષ્ટ લોકો એકઠા થયા હતા. પિલાતે તેઓને કહ્યું કે "જુઓ આ તમારો રાજા."

પિલાત એવું ધારતો હતો કે ઈસુને આટલું બધું દુઃખ સાંખતાં જોઈને લોકો ઘણા દલગિર થશે. કાંટાની શૂળથી તેના કપાળમાંથી લોહી નીકળતું હતું, તેના બરડા પર કોરડાના સોળ પડી રહ્યા હતા અને અપમાન કરવાને સારૂ તેને રંગદાર કપડાં પેહેરાવ્યાં હતાં; તો પણ દુષ્ટ લોકો વાઘના જેવા નિર્દય હતા.

તેઓ બોલ્યા કે "એને વધસ્તંભ પર ચઢાવો! વધસ્તંભ પર ચઢાવો"! ઈસુએ તે લોકોના પર ઘણી મેહેરબાની કરી હતી તો પણ તેમને જરા પણ દયા આવી નહિ.

પિલાત બોલ્યો કે શું તમારા રાજાને હું વધસ્તંભ પર ચઢાવું?

તેઓએ કહ્યું કે એ અમારો રાજા નથી. સઘળા લોકો સામટા પોકારતા હતા તેથી ત્યાં ઘણો શોર થયો હતો.

પછી પિલાતે વિચાર કીધો કે એ લોકોને રાજી કરવા જોઈએ, તેથી તેણે તેઓને કહ્યું કે "વારુ ત્યારે એને લઈ જઈને વધસ્તંભ પર ચઢાવો." એ સાંભળીને લોકો ખુશી થયા, સિપાઈઓએ તેને રંગદાર કપડાં પેહેરાવ્યાં હતાં તેઓએ તે પાછાં લઈ લીધાં અને તેના કપડાં તેને પેહેરાવ્યાં.

પિલાત જાણતો હતો કે ઈસુ ધર્મી છે તે છતાં પણ લોકોને ખુશ કરવાને તેણે તેને વધસ્તંભ પર ચઢાવ્યો તેથી તેણે એક ઘણું દુષ્ટ કામ કીધું.

## પાઠ ૩૯ મો.

### યહુદાનું મરણ.

આટલી બધી વાર સુધી યહુદા ક્યાં હતો?

દુષ્ટ લોકોએ તેને ૩૦ રૂપીઆ આપ્યા હતા. પણ તેને કંઈ ચેન પડ્યું નહિ. તેને એટલી દલગિરી થયા કરતી હતી કે હાય હાય! હું કેવો દુષ્ટ માણસ છું કે મેં મારા દયાળુ ગુરૂને મારી નંખાવ્યો. તેણે આવું ઘોર

કર્મ કરી પૈસા મેળવ્યા હતા તેથી તે પૈસા તે પાસે રાખી શક્યો નહિ. તેથી તે રૂપીઆ યહુદા પેલા દુષ્ટ લોકો પાસે પાછા લઈ ગયો અને તેમના આગળ તે ફેંકી દઈને એક ખેતરમાં ગયો. એવું સંભવેછે કે તેણે દોરડાંનો એક છેડો પોતાને ગળે બાંધ્યો અને બીજો છેડો એક ઝાડની ડાળી સાથે બાંધીને તે ઝાડ ઉપરથી નીચે કુદી પડ્યો તેથી તે મરી ગયો. અરેરે! એ કેવી ભયંકર વાત થઈ. પણ યહુદાના આત્માની દશા તો એથી પણ ભયંકર થઈ હતી.

તેનો આત્મા શેતાનની પાસે નરકમાં ગયો.

યહુદાએ ઈશ્વર પાસે માફી નહિ માગી પણ પોતે ફાંસી ખાલીને મરણ પામ્યો તેથી તેણે એક મોટો અપરાધ કીધો.

અમણા યહુદા દુઃખ ભરેલી જગામાં છે. ઈનસાફને દહાડે ઈસુ ઈનસાફ કરીને તેને કહેશે કે તું સાપિત છે માટે મારાથી દૂર રહે.

## પાઠ ૪૦ મો.

## વધસ્તંભ ભાગ ૧.

જ્યારે પિલાતે હુકમ કર્યો કે ઈસુને વધસ્તંભ પર ચઢાવો, ત્યારે દુષ્ટ લોકોને ઘણો આનંદ થયો. તેઓએ લાકડાના બે કકડાનો એક વધસ્તંભ બનાવ્યો અને તે ઈસુ પાસે ઉંચકાવીને તેને શેહેર બાહાર લઈગયા અને તેની સાથે દુષ્ટ લોકો પણ ગયા. ઈસુ એટલો નબળો હતો કે તે ઘણી મુશ્કેલાઈથી ચાલતો હતો અને વધસ્તંભ ઘણો ભારે હતો તેથી તેનાથી તે ઊચકાતો ન હતો. જો એક માણસે તેને વધસ્તંભ ઉંચકવા લાગ્યો ન હોત, તો તે રસ્તામાં પડી જાત.

કેટલાંક માણસ પ્રભુ ઈસુનું દુઃખ જોઈને ઘણાં દલગિર થતાં હતાં.

કેટલીક બાયડીઓ ઈસુના પર પ્રેમ રાખતી હતી, તેથી તેઓ તેની પછાડી રડતી રડતી ગઈ. ઈસુએ તેમને રડતી સાંભળી તેથી તેણે તેમના તરફ મોહો ફેરવીને તેમની સાથે પ્રીતિથી વાત કરી.

ઈસુએ તે બાઈઓને કહ્યું કે "તમે મારે માટે રડો નહિ, પણ તમારે સારૂ અને તમારાં છોકરાંને સારૂ રડો." ઈસુએ તેઓને એમ કેમ કહ્યું કે તમે તમારે સારૂ રડો? ઈસુ જાણતો હતો કે કોઈ દહાડો ઈશ્વર યરૂશાલેમના લોકોને તેઓની દુષ્ટતાને લીધે સજા કરશે તે માટે.

દુષ્ટ લોકો ઈસુને એક ટેકરા ઉપર લઈગયા. સિપાઈઓએ તેને વધસ્તંભ પર સુવાડીને તેના હાથ પગ ખીલા મારી વધસ્તંભ સાથે જડી દીધા. પછી ભોંયમાં એક ખાડો ખોદીને સિપાઈઓએ તેમાં વધસ્તંભ દાટ્યો.

તેઓએ ઈસુનાં કપડાં ઉતારી લીધાં હતાં અને જ્યારે ઈસુ વધસ્તંભ પર હતો ત્યારે સિપાઈઓએ તેનાં લુગડાંના કકડે કકડા કરીને અકેકો કકડો બધાએ લીધો. પણ તેઓ તેનો અંગરખો જોઈને બોલ્યા કે એમાં કંઈ સાંધો નથી માટે આપણે એ ફાડવો નહિ. તેથી એક સિપાઈએ તે અંગરખો પોતાને સારૂ લીધો. એવી રીતે દુષ્ટ લોકોએ ઈસુ પાસેથી બધું લઈ લીધું.

શું આથી ઈસુ તેઓના પર ગુસ્સે થયો?

ના, તે ઘેટાના બચ્ચાં જેવો નરમ હતો. જ્યારે

તે વધસ્તંભ પર હતો ત્યારે તેણે પોતાના પિતાની પ્રાર્થના કીધી. તે હાથ તો જોડી નહિ શકતો હતો, પણ તેણે ઈશ્વર સાથે વાત કીધી. તેણે દુષ્ટ લોકોને સારૂ પોતાના પિતાની એવી પ્રાર્થના કીધી કે, "હે પિતા, તું એ લોકોને માફી આપ; કેમકે પોતે જે કરે છે તે તેઓ જાણતા નથી."

## પાઠ ૪૧ મો.

## વધસ્તંભ ભાગ ૨.

પોન્તિયસ પિલાતે વધસ્તંભ પર આ શબ્દો લખ્યા હતા કે, "આ યહુદીઓનો રાજા છે."

યહુદીઓ કોણ હતા ?

યરૂશાલેમના રહેવાસી.

સઘળા દુષ્ટ લોક વધસ્તંભ પર લખેલી એ વાત વાંચીને હસવા લાગ્યા. એઓએ માથું હલાવી હલાવીને ને દાંત કહાડી કહાડીને કહ્યું કે, "જો તું ઈશ્વરનો પુત્ર છે તો વધસ્તંભ પરથી ઉતરી આવ."

શું ઈસુ વધસ્તંભ પરથી ઉતરી શકે?

હા, કેમ નહિ. એ સઘળું કરી શકેછે, પરંતુ એની ઈચ્છા હતી કે પાપીઓને સારૂ પોતાનો પ્રાણ આપવો; માટે નહિ ઉતર્યો.

દુષ્ટ લોકે કહ્યું કે "જો એ ઈશ્વરને વહાલો હોત, તો તે એનું વધસ્તંભ પર મરણ થવા ન દેત." પરંતુ આપણ લોકના તારણને સારૂ એના પિતાએ એને મરવા દીધો.

ઈસુના વધસ્તંભની બન્ને બાજુએ બીજા બે વધસ્તંભ દાટચા હતા અને બે ચોરને એ બે વધસ્તંભ પર જડચા હતા. એ બે ચોરોમાંના એકે ઈસુની મશ્કરી કરીને કહ્યું કે, "જો તું ઈશ્વરનો પુત્ર છે તો અમને કેમ નથી બચાવતો?"

બીજો ચોર પોતાના પાપને લીધે પસ્તાવા લાગ્યો, ને ઈસુનો પ્યાર કરવા લાગ્યો. એણે બીજા ચોરને કહ્યું "આપણ બેઉએ મોટો અપરાધ કીધો છે; આપણું વધસ્તંભ પર મરવું ઉચિત છે; પરંતુ ઈસુનો કંઈ દોષ નથી. એ મોટો ધર્મી છે." પછી તે ઈસુ સાથે વાત



વધસ્તંભ. પૃ. ૧૩૧.

કરવા લાગ્યો, ને બોલ્યો, "હે પ્રભુ, મારી સંભાળ લેજે, મારો ઉદ્ધાર કરજે." એની એ ઇચ્છા હતી કે ઇસુ એને નરકથી બચાવે. ઇસુએ કહ્યું કે "તું આજ મારી સાથે સ્વર્ગમાં આવશે." એમ ઇસુએ તે બિચારા ચોરની વિનંતિ પૂરી કરી; કેમકે ઇસુ એ સારૂ મુઆ કે સઘળા જો તેને પરમેશ્વરનો પુત્ર કરીને માની લે, તો તારણ પામે.

જો તમે સ્વર્ગે જશો તો ત્યાં આ બિચારાને જોશો.

---

## પાઠ ૪૨ મો.

## વધસ્તંભ ભાગ ૩ જો.

ઇસુની મા મરિયમ વધસ્તંભની પાસે ઉભી હતી. તે પોતાના પુત્રનું મરણ જોવા આવી. તે બહુ દુઃખી હતી. પોતાના પુત્રને મરતો જોવાથી એનું મન શોકમાં મરી ગયું. લુક. ૨, ૩૫.

આ પોતાના પ્યારા પવિત્ર પુત્ર પર બહુ પ્રીતિ રાખતી હતી, કેમકે નહાનપણથી એણે એનો પ્યાર

કર્યો હતો, અને એક પણ ભૂંડું કામ કીધું ન હતું, અને તે જાણતી હતી કે એ પરમેશ્વરનો પુત્ર છે. પોતાની માને શોકમાં દેખીને ઇસુને ઘણી દયા આવી.

યોહાન પણ વધસ્તંભની પાસે આવ્યો હતો, અને મરિયમની પાસે ઉભો હતો. ઇસુ એ ચાહાતો હતો કે હું મુઆ પછી યોહાન મારી માનું પાળણ કરે. તેથી તેણે પોતાની માને કહ્યું, "જો, આ તારો પુત્ર." પછી યોહાનને કહ્યું "જો, આ તારી મા." યોહાને ઇસુની ઇચ્છા જાણી લીધી અને મરિયમને પોતાની મા કરી, ને પોતાના ઘરમાં લઇજઇને એની સેવા ચાકરી કરી. ઇસુ પોતાની મા સાથે એવો પ્રેમ રાખતો હતો કે, મરતાં મરતાં પણ એને ન ભુલ્યો.

ઇસુને બહુ કષ્ટ થતું હતું અને તાપ પણ ઘણો હતો. તેણે કહ્યું, "મને તરસ લાગી છે." ત્યારે સિપાઇએ સ્પંજ લઇને સિરકામાં બોળ્યો, ને લાકડી પર ખોસીને ઇસુના મોહો પર લગાડ્યો.

ઇસુએ આ સિરકો ચાખ્યો ત્યારે કહ્યું કે, "પૂરૂં થયું." એમ કહીને તરત મરી ગયો. એનો આત્મા એના

પિતા પાસે પોહોંચ્યો; પણ એની દેહ વધસ્તંભ પર જડેલી હતી.

બપોરના ત્રણ વાગે ઈસુ મુઓ. તેના મરવા પેહેલાં પરમેશ્વરે મોટું અંધારૂં કીધું. તેથી પરમેશ્વરે એ પ્રગટ કીધું કે, દુષ્ટ લોકો પર મારો મોટો ક્રોધ છે. પરમેશ્વરે ધરતીકંપ પણ મોકલ્યો, તેથી લોક બિહીધા અને ઈસુ મુઆ પછી કેટલાએકે કહ્યું કે એ નિશ્ચે ઈશ્વરનો પુત્ર હતો.

---

## પાઠ ૪૩ મો.

## સિપાઈઓનું વૃત્તાંત.

ઈસુને અને પેલા બે ચોરને આખીરાત વધસ્તંભ પર જડેલા રાખવાની આજ્ઞા નોહોતી; પરંતુ એમને સાંજે દાટવા ઊચિત હતા; વાસ્તે એ મુઆ કે નહિ, એ જોવા સિપાઈ આવ્યા. સિપાઈઓએ એક ચોરને જોયો કે નહિ મુઓ ત્યારે તેઓએ તેની ટાંગ તોડી તેથી તે મરીગયો. પછી બીજા ચોરને જોયો કે એ પણ હજુસુધી જીવેછે. પછી તેની પણ ટાંગ તોડી. ત્યારે ઈસુને જોયો કે મરીગયો છે. તેથી તેની ટાંગ ન

તોડી, પણ એક સિપાઈએ પોતાની બરછી લઈને એની પાંસળીમાં મારી, ત્યારે લોહી અને પાણી એની પાંસળીમાંથી વહીને ભૂમિ પર પડ્યાં. યોહાન વધસ્તંભની પાસે ઉભો હતો તેથી તેણે લોહી વહેતું પોતાની આંખથી જોયું.

તમને યાદ હશે કે તેની પહેલી રાતે જ્યારે ઈસુ અને તેના શિષ્યો જમવા બેઠા હતા ત્યારે ઈસુએ વાટકામાં દ્રાખરસ રેડીને કહ્યું, "આ મારૂં લોહી છે જે કે પાપીઓને સારૂ વેહેવડાયું છે." એ વાત આ વખતે પૂરી થઈ. એનું લોહી વધસ્તંભ પરથી વેહેવડાયું. . બરછીથી ઈસુની પાંસળી વીંધાઈ ગઈ. એની પાંસળીમાં છેદ થયો. બેહુ હાથમાં એક એક છેદ અને બન્ને પગમાં પણ એક એક છેદ થયો. એના માથામાં કાંટા ભાંગ્યા હતા, એની આંખોમાંથી આંશુ ઘણાં વહ્યાં, અને એની ચામડીના સર્વ છિદ્રામાંથી લોહી ટપક્યું હતું. એ સઘળું દુઃખ તેણે આપણે સારૂ ભોગવ્યું કે પરમેશ્વર આપણાં પાપની ક્ષમા કરે. (એફેસી ૧, ૭).

## પાઠ ૪૪ મો.

## કબરનું વર્ણન.

એક ધનવાન પુરૂષ હતો, જે ઈસુનો પ્રેમી હતો. તેનું નામ યુસફ હતું, ઈસુની મા મરિયમનો વેહેવા જે માણસની સાથે થયો હતો તેનું નામ પણ યુસફજ હતું; પરંતુ આ ને તે જૂદા હતા. એ યુસફની એક વાડી હતી. તેમાં પહાડના જેવો ઊંચો પત્થર હતો એ પત્થરમાં યુસફે એક ગુફા ખોદાવી હતી. એ ગુફાને કબર કહેતા હતા. કોણ જાણે કે એણે એવો વિચાર કીધો હશે કે જ્યારે હું મરીશ ત્યારે એ કબરમાં દટાઈશ.

પણ ઈસુના મરવા પર એ વાત યુસફના મનમાં આવી, કે હું પ્રભુ ઈસુને મારી કબરમાં રાખીશ. એ કબર બહુ સારી થઈ હતી અને એમાં કોઈ રખાયો નહિ હતો.

યુસફ પિલાતની પાસે જઈને વિનંતિ કરીને બોલ્યો, મારે ઈસુની દેહ જોઈએ. આજ્ઞા હોય, તો હું એને વધસ્તંભ પરથી ઉતારીને લઈ જાઊં.

પિલાતે કહ્યું ઠીક, તમને આજ્ઞા છે.

ત્યારે યુસફ પ્રસન્ન થયો અને જઈને કંઈ ઉજળું ઝીણું કપડું લઈ આવ્યો. કપડું શા માટે લાવ્યો? ઈસુને કફન કરવાને માટે. તે ઉત્તમ સુગંધદ્રવ્ય પણ લાવ્યો અને કેટલાંએક માણસોને સાથે લાવીને જે ખીલા વડે ઈસુના હાથ પગ વધસ્તંભ પર જડેલા હતા તે કહાડ્યા અને તેની દેહ વધસ્તંભ પરથી ઉતારી. પછી યુસફે સુગંધદ્રવ્ય એની દેહમાં લગાડીને એક કપડું એના માથા પર ને બીજું ધડ પર લપેટ્યું. જ્યારે કફન ઓરાઢ્યું ત્યારે કેટલાંક માણસો એને ઊંચકીને યુસફની વાડીમાં લઈગયાં.

પછી તેઓ ઈસુને ઊંચકીને યુસફની કબર જે કે ગુફા હતી તેમાં પેઠા અને તેમાં એક ઠેકાણે ઈસુને મૂક્યો. તે સમયે ઈસુને ચેન મળ્યું. એને કંઈ શોક કે દુઃખ નોહોતું. પેલા ભુંડા લોક પણ પાસે ન હતા. એમ પ્રભુ ઈસુ ચેનથી પોતાની કબરમાં સૂઈ રહ્યો. તે ઊંચકનારા માણસોએ એક ભારે પત્થર લાવીને તેથી કબરનું મોહો એવું બંધ કીધું કે કોઈથી અંદર જવાય

નહિ. પ્રભુ ઈસુની દેહને પશુ, પક્ષી, કે માણસ કોઈ અડકી શકતું નોહોતું. આ સુંદર વાડીમાં વૃક્ષ, ફુલ, ફળ એની ચારેગમ શોભા આપી રહ્યાં હતાં. દૂતો પણ એની ચોકી રાખતા હતા, જોકે કોઈ માણસ આંખથી તેમને દેખી શકતું ન હતું.

પેલી બિચારી સ્ત્રીઓ જે કે ઈસુ પર ઘણો પ્રેમ રાખતી તે ક્યાં હતી?

તેઓ તેને વધસ્તંભ પર જોતી રહી, ને જ્યારે તેનું લોહી વહેતું દીઠું અને તેને મોટા શબ્દથી ઈશ્વરપ્રતિ પોકારતો સાંભળ્યો ત્યારે બોર બોર આંસુએ રડી હશે!

આ ગરીબ બાઈઓએ પેલા માણસોને વધસ્તંભ પરથી ઈસુને ઉતારી લઈ જતાં દીઠા હતા. તેઓ તે માણસોની પાછળ વાડીમાં પણ ગઈ હતી. ત્યાં તેઓએ જોયું કે એઓએ મોટી સંભાળથી પ્રભુ ઈસુને કબરમાં રાખ્યો.

પછી તેઓ એક બીજીને કેહેવા લાગી કે આપણે પણ સુગંધદ્રવ્ય લાવીને પ્રભુ ઈસુની દેહ પર લગાડવાને તૈયાર કરીએ.

પ્રસંગે સુગંધદ્રવ્ય લગાડ્યું હતું ખરૂં, પણ સ્ત્રીઓએ બીજું અધિક લગાડવાનો વિચાર કીધો. એમ તેઓએ પોતપોતાને ઘેર જઈને ઘણો ઉત્તમ સુગંધ તૈયાર કીધો.

---

## પાઠ ૪૫ મો.

### ઈશુના પુનરૂત્થાનનું વૃત્તાંત.

ઈસુના મરણ પછી ત્રીજે દાહાડે મોટી સવારમાં તે સ્ત્રીઓ વાડીમાં આવી. પોહો ફાટવાનો સમય હતો. ઘણું અજવાળું નોહોતું થયું.

તેઓ સુગંધ લઈને ચાલી જતી હતી ત્યારે પોતપોતામાં કહેવા લાગી કે, આપણે કબરમાં શી રીતે જઈશું? પેલા માણસોએ મોટો પત્થર તેના મ્હો પર મૂક્યો. એવા મોટો પત્થર આપણ ખશેડી નહિ શકશું.

શો ઉપાય કરવો એ સ્ત્રીઓને સૂજતું નોહોતું, પરંતુ જતાં જતાં જ્યારે કબરે પોહોંચી ત્યારે જોયું તો પત્થર ખસેડેલો હતો. આથી સ્ત્રીઓને ઘણું અચરત લાગ્યું. પછી તેઓને લાગ્યું કે કદાસને કોઈ દુષ્ટ લોકોએ પત્થર ખસેડીને ઈસુની દેહ ચોરી લીધી હશે.

એ વાતથી તેઓ ઘણી ઉદાસ થઈ. પછી તેઓએ કબરમાં જોયું ત્યારે ઈસુને દીઠો નહિ. તરત બે તેજસ્વી દૂત તેઓની પાસે ઉભા રહેલા દેખાયા. તેઓના મોહો સૂર્યના જેવાં ચળકતાં હતાં અને તેમનાં લુગડાં બરફથી પણ વધારે ઉજળાં હતાં.

સ્ત્રીઓ દૂતને જોઈને કાંપવા લાગી, પણ દૂતોએ પ્રીતિ અને દયાથી તેઓને કહ્યું, "બિહો મા. અમે જાણીએ છુઈએ કે તમે ઈસુને શોધોછો. તે હિયાં નથી, પણ પાછો જીવતો થયો છે. એણે પોતે કહ્યું હતું કે હું વધસ્તંભ પર મારેચો ગયા પછી ફરી જીવતો થઈને ઉઠીશ એ વાતની તમને સુરત રહી નથી."

વળી દૂતોએ કહ્યું આવો, અને ઈસુ જ્યાં સુતો હતો તે જગા જુઓ. તમે જલદી દોડો અને તેના શિષ્યોને કહો કે ઈસુ જીવતો છે અને તમો તેને થોડી વારમાં જોશો.

ખરેખર તે બાઈઓ ઘણી ખુશી થઈ. તેઓ જેમ બન્યું તેમ જલદીથી શિષ્યોને કહેવાને દોડી. પણ જ્યારે તેઓ દોડી જતી હતી ત્યારે તેઓએ

કોને જોયા? ઈસુનેજ. તે જેવો પહેલાં દેખાતો હતો તેવો અમણા દેખાયો નહિ; તેના ગાલ પર કંઈ આંસુ હતાં નહિ; તેઓ સઘળાં લુછાઈ ગયાં હતાં. જ્યારે તે વધસ્તંભ ઊંચકી લઈ જતો હતો તે વખતના જેવો તે અમણા નબળો ને બેસુધ હતો નહિ. તે હવે કોઈ વખત માંદો પડશે નહિ અથવા ફરીથી મરણ પણ પામશે નહિ.

તે સ્ત્રીઓ તેને જોઈને કેટલી ખુશી થઈ! તેઓ જમીન પર ઘુંટણીએ પડી અને તેના પગ પકડયા, જેથી કરીને તે જતો નહિ રહે; તેઓએ તેને પોતાનો પ્રભુ અને ઈશ્વર કહ્યો. એમ છતાં પણ તેઓ જરા બિહીધી, પણ ઈસુએ કહ્યું કે "બિહીશો મા." વળી કહ્યું કે "જાઓ મારા ભાઈઓને કહો કે પ્રભુ તમને થોડી વારમાં ફરીથી મળશે."

ઈસુએ પોતાના ભાઈઓ કોને કહ્યા?

પોતાના શિષ્યોને. નિર્દય માણસોએ તેને પકડયો હતો ત્યારે શિષ્યો નાહાસી ગયા હતા તે પાપ તેણે માફ કીધું હતું. ઈસુએ કહ્યું હતું તે પ્રમાણે તે સ્ત્રીઓ

-શિષ્યો પાસે દોડી ગઈ અને કહ્યું કે "અમોએ દૂતોને તથા પ્રભુ ઈસુને જોયા છે. તે આટલામાં ફરેછે અને તમે તેને થોડી વારમાં જોશો." પણ શિષ્યોએ તે સ્ત્રીઓનું માન્યું નહિ.

## પાઠ ૪૬ મો.

## મરિયમ માગદાલેણનું વૃત્તાંત.

બે મરિયમની વાત હું તમને કહી ચૂક્યો છું; એક ઈસુની મા મરિયમ ને બીજી લાજરસની બેન મરિયમ. વળી એક બીજી મરિયમ હતી, જેને મરિયમ માગદાલેણ કહેતા હતા. મોટી સવારે બીજી સ્ત્રીઓ આવ્યા પેહેલાં એ પણ કબર પર આવી. એણે કબરમાં જોયું ત્યારે ઈસુની કબર ખાલી દીઠી, ને દૂતોને પણ નહિ દીઠા, એટલા સારૂ જલદી પાછી ફરીને પિતર અને યોહાનને કહ્યું કે, "ઈસુ કબરમાં નથી. મને લાગેછે કે કોઈ દુષ્ટ લોક એને ચોરી લઈ ગયા છે અને ફરી આપણે તે મળનાર નથી."

પછી પિતર અને યોહાન બન્ને ઘણી જલદીથી કબર ભણી દોડ્યા, પણ યોહાન પિતરની આગળ નીકળી ગયો, અને કબર પર પેહેલો પોહોંચ્યો. એણે વાંકા વળીને અંદર જોયું ત્યારે લુગડાં કબરમાં પડેલાં દીઠાં.

પછી થોડીવારમાં પિતર આવ્યો ને કબરમાં પેઠો અને લુગડાં સારી રીતે વીટાળેલાં દીઠાં અને ઈસુના માથા પર જે લુગડું બાંધ્યું હતું તેને અલગ બીજી જગાએ રાખેલું દીઠું. ત્યારે યોહાન પણ માંહે પેઠો અને જ્યારે જોયું ત્યારે જે કંઈ ઈસુએ પોતાના પાછા ઉઠવા વિષે કહ્યું હતું તે તેને યાદ આવ્યું.

યોહાન વિચાર કરવા લાગ્યો કે, ઠીક છે પ્રભુની વાત સઘળી સાચી ઠરી છે; તે નિશ્ચે જીવતો થઈને ઉઠ્યો છે અને કબરમાંથી નીકળી ગયો છે.

ત્યારે પિતર અને યોહાન કબરમાંથી નીકળીને ઘેર ગયા. એઓએ દૂતને કે ઈસુને દીઠા નહિ.

એટલી બધી વાર સુધી મરિયમ માગદાલેણ ક્યાં હતી?

તે કબરની બહાર ઉભી રહી રડતી અને જ્યારે પિતર અને યોહાન ઘેર ગયા, ત્યારે તે ત્યાં એકલી રહી હતી.



પોદાને વાંકા વળીને કબરમાં નાખ્યું. પૃ. ૧૪૨.

પછી તેણે વાંકી વળીને જ્યારે કબરમાં જોયું ત્યારે ઘણું સુંદર દર્શન દીઠું. બે દૂત દેખાયા, કે જ્યાં ઈસુ રખાયો હતો ત્યાં એક દૂત ઉસીસે ને બીજો પાંગતે બેઠા હતા.

દૂતે મરિયમને કહ્યું, તું કેમ રડેછે ? પણ તે રડતી રહી નહિ. રડતાં રડતાં બોલી કે, "કોઈ દુષ્ટ લોક મારા પ્રભુ ઈસુને લઈ ગયા છે, અને તે મને મળતો નથી."

જ્યારે તે આ કેહેતી હતી ત્યારે તેણે પોતાની પાછળ એક માણસને કેહેતાં સાંભળ્યો કે, "તું કેમ રડેછે ?"

એ કોણ બોલેછે, એ તે જાણતી નોહોતી, પણ તેણે વિચારયું કે કદાચ વાડીનો માળી હશે. એવું સમજીને બોલી કે, "જો આપ એને લઈ ગયા હો તો ક્યાં મૂકેલો છે તે દેખાડો હું તેને લઈ જઈશ."

ત્યારે તે પુરૂષ બોલ્યો, ઓ મરિયમ ! ત્યારે તેણે તે ઈસુનો શબ્દ જાણ્યો, અને ફરીને જ્યારે જોયું ત્યારે ઓળખી લીધો કે એ ઈસુ છે. પોતાના પ્યારા પ્રભુ અને ગુરૂને જોઈને એને કેટલો આનંદ થયો હશે તે હું કેમ કરીને કહું ! પણ ઈસુ એની સાથે રહી શકતો

નોહોતો. એણે તેને આજ્ઞા આપી કે, "જા, મારા પ્યારા શિષ્યોને કેહે કે ઇસુ જીવતો છે." ફરી કહ્યું કે "હું થોડી વારમાં મારા પિતાની પાસે સ્વર્ગમાં જવાનો છું પણ જવા પેહેલાં મારા શિષ્યોની ભેટ લઇશ."

મરિયમ માગદાલેણે આવીને શિષ્યોને કહ્યું. તેઓ સઘળા રોતા ને વિલાપ કરતા હતા, ને મરિયમની વાતનો વિશ્વાસ ન કીધો.

ઇસુનો શોધ કરવાથી મરિયમને ઘણો આનંદ પ્રાપ્ત થયો. ઇસુના મરવા પછી સઘળા લોકની પેહેલાં તેણે એનેજ દર્શન આપ્યાં.

---

## પાઠ ૪૭ મો.

## બે મિત્રોનું વૃત્તાંત.

સ્ત્રીઓ જે ઇસુને શોધવા ગઇ તે મોટી સવારમાં ગઇ. સાંજના બે બીજા ધર્મી પુરૂષ એક ગામ ભણી સાથે ચાલ્યા જતા હતા. ચાલતાં ઇસુની ચરચા પોતપોતામાં કરવા લાગ્યા. એઓએ ઇસુને જીવતો

થઇને ઉઠ્યા પછી નહિ દીઠો હતો. એઓ જાણતા ન હતા કે તે જીવતો થઇને ઉઠ્યો છે. તેઓ તેના વધસ્તંભ પર મારયા જવાની વાત કરતા હતા. એવી વાતો કરતાં કરતાં એમનાં મન ઘણાં ઉદાસ થયાં. એટલામાં એક પુરુષ આવીને એમની સાથે વાત કરવા લાગ્યો. એઓએ તેને ઓળખ્યો નહિ, પણ તે તેની બોલચાલથી ઘણો ભલો માણસ દેખાયો.

તે બોલ્યો, "તમારી આંખમાં આંસું કેમ આવ્યાં છે? તમે કોઇ ભારે દુ:ખની વાત પોતપોતામાં કરતા હો, એમ જણાયછે."

બન્ને ધર્મી માણસે કહ્યું કે "ખરૂં, અમે એક મોટા દુ:ખની વાત પોતપોતામાં કરતા હતા. આપે કદી ઇસુના કોઇ સમાચાર સાંભળ્યા? તેણે કેવાં આશ્ચર્ય-કારક કામો કીધાં કે, આંધળા, ગુંગા અને કોઢિયા-ઓને સારા કીધા, અને ઇશ્વર વિષે લોકને ઉપદેશ કીધો. લોક એના પર ઘણો પ્યાર રાખતા હતા, પણ અંતે તે વધસ્તંભ પર મરાયો. અમે સમજતા હતા કે એ ઇશ્વરનો પુત્ર છે, પણ હમણા અમને સંદેહ

પડયો; કેમકે તે મરીગયો છે; ફરી કોણ જાણે અમે તેને જોઇશું કે નહિ."

આ બેઉનાં દુઃખ અને વિલાપથી તે અનજાણ પુરૂષને ઘણી દયા આવી. તે એમની સાથે વાત કરીને જણાવવા લાગો કે ઇસુ ખરેખરો ઇશ્વરનો પુત્ર છે. તે માણસને નરકથી બચાવવાને સારૂ વધસ્તંભ પર મરાયો અને નિશ્ચય છે કે તે ફરીથી જીવતો થઇને ઉઠયો ને પોતાના પિતા પાસે જવાનો છે.

એ દયાવાન માણસે બીજી પણ ઘણીક વાત કહી. ધર્મપુસ્તકની બધી વાત એ જાણતો હતો અને એણે આ બન્ને મિત્રોને ઘણીક વાતો બતાવી જે કે તેઓ પેહેલાં નહિ સમજતા હતા. તેની વાતો એઓને બહુ સારી લાગી. એની વાતચિત સાંભળતાં સાંભળતાં તેઓનું દુઃખ કંઇ હલકું થયું.

જતાં જતાં તે બન્ને મિત્રો જે ગામમાં પોતપોતાનાં ઘર હતાં ત્યાં પોહોંચ્યા. પેલો અણજાણ માણસ આગળ ચાલ્યો જતો હતો ત્યારે આ બન્નેએ કહ્યું "હવે અંધારૂં થવા માડયું માટે આપ અમારે ઘેર ટકી જાઓ. આવો,



તેની વાતો એઓને બહુ સારી લાગી. પૃ. ૧૪૬.

અમારી સાથે ભોજન કરીને ત્યાં આરામ કરજો. કૃપા કરીને અંદર આવો."

તે માણસે કહ્યું ઠીક અંદર આવીશ.

પછી આ ત્રણે જણ એક કોટડીમાં ગયા જ્યાં કે ભોજન તૈયાર રાખ્યું હતું અને મેજની બાજુએ જ્યારે તેઓ બેઠા ત્યારે પેલા અનજાણ માણસે રોટલી લઈને ભાંગી અને ઈશ્વરની સ્તુતિ કરવા લાગ્યો. ત્યારે પેલા બન્ને મિત્રોને સુઝ્યું કે આ પુરૂષ કોણ છે.

તે બન્ને બોલી પડચા, પ્રભુ છે! અને ખરેખર તેજ હતો. તેઓએ ફરી તેને જોવાની ઈચ્છા તો કરી, પણ ફરીથી તે તેમના દીઠામાં આવ્યો નહિ. તેણે બારણું ઉઘાડયું ન હતું તો પણ તે અદૃશ્ય થઈ ગયો.

પછી આ બન્ને મિત્ર ઈસુની સઘળી વાતની ફરીથી સૂચના કરવા લાગ્યા. તેઓ પોતપોતામાં બોલ્યા, "આહાહા! કેવી સારી સારી વાત તેણે આપણને કહી! જ્યારે તે ધર્મશાસ્ત્રનું પદ સંભળાવી સંભળાવીને તેનો અર્થ બતાવતો ગયો ત્યારે તેની વાતો આપણા મનમાં કેવી પ્રિય લાગતી હતી?"

શું તે બન્ને મિત્રો તે રાત્રે સૂઈ ગયા ?

ના તેમને ઊંઘ ન આવી.

તેઓ પોતપોતામાં બોલ્યા, ઈસુએ આપણને દર્શન આપ્યાં છે તેનો સમાચાર શિષ્યોને પોહોંચાડીએ. એમ કહીને પોતાનું વાળું પડતું મૂકીને તેજ વખત યરૂશાલેમ ભણી ચાલતા થયા. રાતનો વખત હતો તો પણ તેઓ વહેલા વહેલા ચાલીને થોડી ઘડીમાં પોહોંચ્યા.

સઘળા શિષ્ય એક ઓરડીમાં એકઠા થયા હતા અને દુષ્ટ લોક અંદર આવવા ન પામે તે સારૂ તેઓએ બારણાં બંધ કીધાં હતાં ; તો પણ તેઓએ એ બન્ને મિત્રોને અંદર આવવા દીધા.

અંદર જતાંજ તેઓએ કહ્યું, અમે ઈસુને દીઠો છે. તે અમારી સાથે સાથે ચાલતો હતો અને વાત કરતો હતો, પણ અમે તેને ઓળખતા નહિ હતા. જ્યારે તેણે અમારી સાથે બેસીને રોટલી ભાંગી અને પોતાના પિતાની સ્તુતિ કીધી ત્યારે અમે તેને ઓળખ્યો. પછી શિષ્યો પણ કેહેવા લાગ્યા કે કેટલીક સ્ત્રીઓએ પણ તેને જોયો છે અને પિતરે પણ તેને દીઠો છે.

એ પ્રમાણે તેઓ ઈસુની ચરચા કરતા હતા એટલામાં એકાએક ઈસુ વચમાં ઉભો રહેલો તેઓએ દીઠો. બારણા બંધ હતાં તો પણ તે અંદર આવ્યો હતો.

તેને જોવાથી શિષ્યો પોતાના મનમાં શું ધારતા હતા? તેઓ ગભરાઈ ગયા; તેઓને એમ નહિ લાગતું હતું કે, એ ખરેખરો ઈસુજ પોતે ઉભો છે.

ઈસુ ઘણી પ્રીતિથી બોલવા લાગ્યો કે, "કેમ બિહોછો? હુંજ છું. મારા હાથ પગ જુઓ." પછી તેણે શિષ્યોને પોતાના હાથ પગમાંનાં ખીલાનાં ચિન્હ અને પોતાની બાજુમાંનો બરછીનો ઘા દેખાડ્યાં.

ત્યારે શિષ્યોએ જોયું કે, અમારો પ્યારો ગુરૂ છે. આથી તેઓ ઘણા આનંદિત થયા હતા. જ્યારથી ઈસુ એઓથી અલગ થયો હતો ત્યારથી તેઓ શોક કરતા હતા. હવે એઓને નિરાંત થયો કે અમે એને છોડી જવાથી જે અપરાધ કીધો હતો તે અપરાધની ઈસુએ ક્ષમા કીધી છે. ઈસુએ તે વાતની કંઈ પૂછપરછ ન કીધી અને પિતરને પણ કંઈ દોષ ન દીધો. તે જાણતો હતો કે પિતર મારા પર પ્રેમ

રાએછે અને પોતાના પાપથી ઘણો પસ્તાયો.

ઈસુને જોઈને શિષ્યો એટલા બધા આશ્ચર્ય પામ્યા હતા કે તેઓને વિશ્વાસ આવતો ન હતો કે ઈસુ અમારી સામો જીવતો ઉભો રહ્યો છે. ઈસુએ જાણ્યું કે એઓને પૂરો વિશ્વાસ નથી આવ્યો માટે કહ્યું કે "તમારી પાસે કંઈ ખાવાનું છે"? શિષ્યોએ એને કંઈ માછલી અને થોડું મધ આપ્યું. ઈસુ તેને લઈને ખાવા લાગ્યો. ત્યારે શિષ્યોએ જોયું કે એ ખરેખરો જીવતો છે.

પછી તે તેઓની સાથે વાત કરવા લાગ્યો અને પોતાના મરવાનું કારણ ફરી બતાવ્યું, અને બોલ્યો હું મારા પિતાની પાસે ફરી જઈશ અને તમારે સારૂ પ્રાર્થના કરીશ.

આ રાત તો બિચારા શિષ્યોને ઘણી આનંદની હતી. જે રાત્રે ઈસુ વાડીમાં શોક કરતો હતો તેવી એ રાત દુઃખની ન હતી. એનો શોક મટીગયો હતો. એને ફરી કદી દુઃખ થવાનું નથી.

## પાઠ ૪૮ મો.

### થોમાનું વૃત્તાંત.

સાંજે શિષ્યોને ઈસુનું જે દર્શન થયું તેની કથા તમે સાંભળી ચૂક્યા છો. જે વેળાએ ઈસુએ શિષ્યોને દર્શન આપ્યું તે વેળાએ જેનું નામ થોમા કહીને હતું તે નહિ હતો. તે વેળાએ તે શિષ્યોની સાથે ન હતો તેનું શું કારણ તે હું જાણતો નથી.

જ્યારે શિષ્યો થોમાને મળ્યા ત્યારે તેને કહ્યું કે, અમે ઈસુને જોયો છે. રવિવારની રાત્રે અમે તેને દીઠો. અમે ઘરમાં એકઠા થઈને બેઠા હતા એટલામાં તે કોટડીમાં આવીને અમારી સાથે વાત કરવા લાગ્યો. તેણે પોતાના હાથ પગમાંનાં ખીલાનાં ચિન્હો દેખાડ્યાં અને જ્યાં બરછી એની પાંસળીમાં મરાઈ હતી ત્યાં અમે બરછીનો ઘા પણ દીઠો. તેથી અમે નિશ્ચે જાણ્યું કે ઈસુજ હતો બીજો કોઈ નોહોતો.

થોમાએ શિષ્યોની વાતનો વિશ્વાસ ન કીધો. તેણે કહ્યું કે "હું નથી જાણતો કે તમે ઈસુને જોયો. તે તો વધસ્તંભ પર મરણ પામ્યો છે. તેને તમે કેવી

રીતે દીઠા. જ્યાં સુધી હું ખીલાના ચિન્હોમાં આંગળી ન ઘાલું અને એની પાંસળીના ઘામાં હાથ ન લગાડું ત્યાં સુધી મને વિશ્વાસ થશે નહિ."

એ રીતે બોલવાથી થોમાને ઘણું પાપ લાગ્યું. તેઓએ તેને એટલી ચેતવણી આપવી જોઇતી હતી કે, ઇસુએ અમને પાછા જીવતા થઇને ઉઠવાનું વચન આપ્યું હતું તે પૂરૂં કરીને તે જીવતો થઇને ઉઠ્યો છે.

ઇસુ હમેશા પોતાના શિષ્યોની સાથે રેહેતો હતો, અને તે સર્વનું બોલવું પણ સાંભળતો હતો, કેમકે તે ઇશ્વર છે. થોમાનું બોલવું ઇસુ સાંભળતો હતો, પણ થોમા તેને જોઇ શકતો નોહોતો.

બીજે રવિવારે શિષ્યો ફરી સાંજના એક ઓરડીમાં એકઠા થયા. થોમા પણ ત્યાં હતો. કુઇ લોક અંદર આવવા ન પામે તેને સારૂ બધાં બારણાં બંધ હતાં, તો પણ શિષ્યો પ્રભુ ઇસુના આવવાની વાટ જોતા હતા. એટલામાં તે આવી પોહોંચ્યો. તે ઓરડીની વચ્ચે ઉભો રહેલો દેખાયો. તે તેઓ પર પ્રીતિ કરીને બોલ્યો કે તમારૂં કલ્યાણ થાઓ.

પછી તેણે થોમાને કહ્યું કે, "ઓ થોમા, આવ, મારા હાથોને જો. ચિન્હોમાં તારી આંગળી ઘાલ. મારા પાસાના ઘામાં હાથ ઘાલીને જો."

એ વાત સાંભળવાથી થોમાને જણાયું કે, મારે જે વાત બોલવી ઉચિત નોહોતી તે ઈસુએ સાંભળી. ત્યારે થોમાના મનમાં મોટી લાજ ઉત્પન્ન થઈ અને મોટું દુ:ખ થયું. એને નિશ્ચે થયું કે પ્રભુ ઈસુ પોતે છે. પછી તેણે મોટે સાદે કહ્યું, "ઓ મારા પ્રભુ, ઓ મારા પ્રભુ!"

ત્યારે ઈસુએ થોમાને કહ્યું, તેં દીઠું માટે વિશ્વાસ કરેછે; પણ જેઓ દીઠા વગર વિશ્વાસ કરેછે તેઓને ધન્ય છે.

ઈસુ ઉપર થોમાનો પ્રેમ ખરેખરો હતો, માટે ઈસુએ તેની અનુચિત વાતની ક્ષમા કીધી.

---

## પાઠ ૪૮ મો.

## આશ્ચર્યકારક ભોજનનું વૃત્તાંત.

ઈસુએ પોતાના શિષ્યોને યરૂશાલેમથી ઘણા દૂર

જવાની આજ્ઞા આપી, અને કહ્યું હું તમને ત્યાં મળીશ. એ આજ્ઞા પામીને તેઓ યરૂશાલેમથી ઘણો દૂર ગાલીલ નામે એક દેશ છે, જ્યાં કે તેઓ પેહેલાં રહેલા હતા જેમાં મોટો સરોવર છે તેના કિનારા પર ચાલ્યા આવ્યા. એઓની ત્યાં હોડીઓ પણ હતી. તે હોડીઓમાં એઓ પેહેલાં માછલાં પકડતા હતા.

એક દહાડો રાત્રે પિતરે પોતાના સાથી શિષ્યોને કહ્યું કે, "હું માછલાં પકડવા જાઉં છું;" તેઓએ કહ્યું કે, "અમે પણ તારી સાથે આવીએ." તેઓ તે હોડીમાં બેઠા. એઓએ આખી રાત માછલાં પકડવાની અનેક જુગતી કીધી, પણ તેઓને હાથ એક પણ માછલું આવ્યું નહિ. રાતના ત્રીજે પોહોરે તેઓ થાકી ગયા ને ભૂખ્યા પણ થયા.

જ્યારે સવારનો પોહોર થવા આવ્યો ત્યારે તેઓએ એક માણસને સમુદ્રને કિનારે ઉભેલો દીઠો, પણ તેને તેઓએ ઓળખ્યો નહિ.

તે માણસે એઓને પોકારીને કહ્યું કે, "ઓ છોકરાઓ, તમારી પાસે કંઈ ખાવાનું છે"?



એટલાં તો માછલાં આવ્યાં કે તેઓ જાળને ખેંચી ન શક્યા. પૃ. ૧૫૫.

બિચારા ગરીબ શિષ્યોએ કહ્યું કે, "કંઈ નથી; અમોએ રાતભર મેહેનત કીધી તો પણ એક માછલું પણ અમારે હાથ આવ્યું નથી."

તે માણસે કહ્યું, "તમારી જાળ હોડીની જમણી બાજૂએ નાખશો તો તમને માછલાં મળશે."

તેઓએ તેમ કીધું ત્યારે જાળમાં એટલાં તો માછલાં આવ્યાં કે તેઓ જાળને ખેંચી ન શક્યા.

પછી યોહાનને માલમ પડ્યું કે એ પુરૂષ કોણ છે; અને તેણે પિતરને કહ્યું કે. "તે પ્રભુ છે."

પિતર એ સાંભળીને ઘણો આનંદિત થયો અને પાણીમાં કુદીપડીને સર્વની પેહેલાં ઈસુની પાસે તરીને ગયો. પછી સઘળા શિષ્યો થોડી વારમાં માછલાંથી ભરાએલી જાળને ઘસડતા હોડીને કિનારે લાવ્યા.

ઈસુ જાણતો હતો કે મારા શિષ્યો થાકેલા અને ભૂખ્યા પણ છે. કિનારે કોયલાની આગ હતી અને તેપર કેટલીક માછલી ભુંજાતી હતી અને રોટલી પણ સેકાતી હતી. એ પ્રમાણે ઈસુએ ઘણી દયા કરીને પોતાના ભૂખ્યા શિષ્યોને ભોજન કરાવ્યું.

પછી ઈસુએ તેઓને કહ્યું, જે માછલીઓ તમે અમણા પકડી તેમાંથી પણ થોડી લાવો. ત્યારે પિતરે જઈને હાથ અરકાડ્યો ને જાળ ખેંચાઈ આવી તે એકસો ને તેપન મોટી મોટી માછલીઓ ભરાએલી હતી.

એ જે ઈસુએ કીધું તે ઘણું આશ્ચર્યકારક કામ હતું. ઈસુએ તેઓને કહ્યું આવો ભોજન કરો. ત્યારે તેઓ સઘળા એકઠા થઈને ખાવા બેઠા. ને ઈસુએ રોટળી અને માછલી લઈને સઘળાને પીરસી દીધી.

તેથી શિષ્યોને નિશ્ચે થયું કે એ જે અમને જમાડે-છે તે ઈસુ વગર કોઈ બીજો નથી. ઈસુના મરવા પેહે-લાં પણ એઓએ એ રીતે એકઠા થઈને ભોજન કીધું. હવે તો એના જીવતા થઈને પાછા ઉઠવા પર એઓએ ફરી એની સાથે ભોજન કીધું; પણ જાણતા હતા કે અમારો પ્રભુ અમારી સાથે ઘણું નથી રેહેવાનો.

જ્યારે તેઓ ભોજન કરી રહ્યા ત્યારે ઈસુએ પિત-રને પુછ્યું, કે શું તું મારો પ્યાર કરેછે ?

પિતરે કહ્યું, હા, પ્રભુ; આપ જાણોછો કે, હું આપનો પ્યાર કરૂંછું.

પછી ઈસુએ કહ્યું, "મારાં ગેટાંના બચ્ચાંને પાળ," એટલે કે, બીજા લોકોને ઉપદેશ કર કે તેઓ પણ ઈસુનો પ્યાર કરવા શીખે. મેં લોકને માટે મારો પ્રાણ આપ્યો તે સમાચાર સર્વને સંભળાવો.

ઓ પ્રિય બાળકો, તમે પણ ઈસુનાં ગેટાંનાં બચ્ચાં છો અને જ્યારે હું તમને ઈસુની વાત સંભળાવુંછુ ત્યારે હું તમને ચરાવુંછુ એમ માનો.

પિતર ઈસુનો ખરેખરો પ્યાર કરતો હતો અને ઈસુ તે જાણતો હતો. તો પણ ઈસુએ પિતરને બીજી વાર પુછ્યું કે "શુંતું મારો પ્યાર કરેછે" ? પિતરે ફરી કહ્યું, "હે પ્રભુ, આપ જાણોછોકે હું આપનો પ્યાર કરૂંછું." ઈસુએ ઉત્તર આપ્યું કે મારાં ઘેટડાંની રખેવાળી કર.

ઈસુએ ત્રીજીવાર પિતરને એ મોટી વાત પુછી કે "તું મારો પ્યાર કરેછે"?

આથી પિતરને સંદેહ ઉત્પન્ન થયો કે, મારો પ્રભુ મારી વાતનો વિશ્વાસ કરતો નથી, તેથી તેને ભારે દુઃખ થયું. પછી બોલ્યો "હે પ્રભુ, આપ જાણોછો કે હું આપનો પ્રેમ રાખુંછું; કેમકે આપ સઘળું જાણોછો."

ઈસુએ ફરી આજ્ઞા આપી કે મારાં ઘેટડાંને ચાર. પિતર ખરેખરો ઈસુનો પ્યાર કરતો હતો તેથી એણે ઈસુની આજ્ઞાને અનુસરીને લોકોને જઈને ઉપદેશ કીધો.

એ પ્રિય બાળકો, હું તમને પુછુંછું કે તમે પણ ઈસુના પર પ્યાર રાખોછો? જો ઈસુ પોતે આવીને તમને પુછે કે તમે મારો પ્યાર કરોછો, તો તમે શો ઉત્તર આપશો? શું ઈસુને એ ઉત્તર આપી શકો કે, એ પ્રભુ, મારૂં અંતઃકરણ જુઓ કે તેમાં આપનો પ્રેમ રહેલો છે. જો તમે ઈસુ પર સાચી પ્રીતિ રાખતા હો તો, જુઠું બોલવું, ક્રોધ કરવો, લોભ કરવો, ગાળ દેવી અને એવાં એવાં સઘળાં ભુંડાં કામ કરવાં તે તમે નિશ્ચે મોટા ધુના સમજશો અને એનો ત્યાગ કરીને સાચું બોલવું અને પ્રેમ અને દયા અને ક્ષમા કરવાનું નિત્ય યત્ન કરશો.

ઈસુએ જે ત્રણ વખત પિતરને પુછ્યું, તું મારો પ્યાર કરેછે? ત્રણ વખત પુછવાનું શું કારણ?

પિતરે ત્રણ વખત કહ્યું હતું કે, હું ઈસુને નથી જાણતો. તેથી ઈસુની ઈચ્છા થઈ કે પિતર ત્રણ વખત કહે કે હું આપનો પ્યાર કરૂંછું.

એ પછી ઇસુએ જે કંઇ પિતર પર ઘડપણમાં વીતવાનું હતું તેનો સમાચાર કહી સંભળાવ્યો. ઇસુએ પિતરને કહ્યું કે, "જ્યારે તું જુવાન હતો ત્યારે તારો જીવ જ્યાં જવાને ચાહાતો હતો ત્યાં તું જતો. પણ જ્યારે તું ઘરડો થશે ત્યારે તારા હાથ ખેંચીને તારે જ્યાં જવું ન હશે ત્યાં લઇ જશે.

ઇસુના કેહેવાનો અર્થ એ હતો કે, પિતર વધસ્તંભ પર મારેલો જશે. લોક એના હાથ લાંબા કરીને તેઓમાં ખીલા ઠોકશે; એને વધસ્તંભને લાકડે જડશે; જેમ તેઓએ ઇસુને વધસ્તંભે જડ્યો હતો તેમ. ઇસુ પર પ્રીતિ કરવાના કારણને લીધે દુષ્ટ લોકો પિતરની સાથે વેર કરીને બહુ સતાવે અને અન્તે તેને વધસ્તંભે જડે, પણ પિતર ફરી કદિ નહિ કહે કે હું ઇસુને નથી જાણતો.

પિતર પેહેલાં અભિમાની હતો, પણ પછી તેનો અભિમાન જતો રહ્યો હતો. પિતર રોજ રોજ પ્રાર્થના કર્યા કરતો હતો કે, મને પાપથી બચાવી રાખ.

## પાઠ ૫૭ મો.

## ઈશુના સ્વર્ગગમનનું વર્ણન.

ઈસુ જીવતો થઈને ઉઠયા પછી વારે વારે પોતાના શિષ્યોને મળ્યા કરતો હતો; પણ પ્રથમની રીત પ્રમાણે તેઓની સાથે તેણે વાસો નહિ કીધો.

તેણે તેઓને કહ્યું કે "હવે હું મારા પિતાની પાસે જઈશ. મારા જવા પછી તમે મારો સઘળો સમાચાર લોકને સંભળાવો. જે ભુંડા લોકે મને વધસ્તંભે મારયો તેમને કહો કે જો તમે પોતપોતાના પાપને લીધે પસ્તાઓ તો પ્રભુ ઈસુ તમને ક્ષમા કરશે. હું સ્વર્ગથી મારો પવિત્ર આત્મા તમારા પર મોકલીશ તેની સહાયતાથી તમે પણ મારા જેવાં આશ્ચર્ય કામ કરશો. તમે ભુંડાથી ન ડરો. તમે મને નહિ જોશો તો પણ હું સદા તમારી સાથે રહીશ. કોઈ દહાડો હું સદેહે તમારી પાસે ફરી આવીશ."

શિષ્યોએ ઈસુને પુછ્યું કે, આપ ફરી ક્યારે આવશો? પણ ઈસુએ વખત નહિ બતાવ્યો.

એ પછી એક દહાડો ઈસુ અને એના શિષ્યો સાથે એક પહાડના ઉપર ચઢીગયા. ત્યાં ઈસુ શિષ્યોની સાથે મળીને પ્રાર્થના કરવા લાગ્યો. પ્રાર્થના કરી રહ્યા પછી હાથ ઉંચા કરીને તેઓને આશીર્વાદ દીધો. આશીર્વાદ દેતાં દેતાં તે પૃથ્વી પરથી વેગળો થયો ને આકાશમાં ચાલ્યો ગયો. ત્યારે એક ઉજળો મેઘ આવ્યો તેમાં સંતાઈને પોતાના પિતાની પાસે ચાલ્યો ગયો. શિષ્યો તે મેઘને જોઈરહ્યા તેઓના જોતાં જોતાં ઘણો દૂર ચાલ્યો ગયો, ને સેવટે તેની નજરથી બહાર થયો. તો પણ શિષ્યો તેને જુએછે એટલામાં સાંભ-ળ્યું કે કોઈ આપણી સાથે વાત કરેછે. જ્યારે મો ફેરવ્યું ત્યારે બે સ્વર્ગદૂતોને ઉભેલા દીઠા. તેઓએ ઉજળાં ચળકતાં લુગડાં પેહેરેલાં હતાં. તેઓએ કહ્યું "તમે આકાશની ગમ એટલી બધી વાર કેમ તાકીને જુઓછો"? "એક દિવસ ઈસુ મેઘના ઉપર ચઢીને આવશે." એવું સાંભળીને શિષ્યો યરૂશાલેમ ભણી ચા-લ્યા ગયા.

શું ઈસુનું આકાશગમન થયા પછી તેના શિષ્યો

ઘણા ઉદાસ થયા હતા એમ તમે ધારોછો? ના, ઉદાસ નહિ થયા હતા. તેઓ જાણતા હતા કે અમારો પ્રભુ અમારે સારૂ સ્વર્ગમાં જગ્યા તૈયાર રાખવાને ગયો છે, અને અમે ત્યાં સદા સર્વદા તેની સાથે રહીશું. એવી આશા રાખીને તેઓ ઘણા આનંદિત રહ્યા.

## પાઠ ૫૧ મો.

## પિતરનું બંદીખાનામાંથી છૂટવું.

ઈસુ જ્યારે ફરી પોતાના પિતાની પાસે ગયો ત્યારે તેના શિષ્યોને કયું કામ કરવાને ફરમાવ્યું હતું?

તેણે એ આજ્ઞા આપી કે યરૂશાલેમમાં ભુંડા લોકને કહો કે જો તમે પોતપોતાના પાપથી પસ્તાઓ તો ઈસુ તમારાં પાપની ક્ષમા કરશે.

શિષ્યોએ દુષ્ટ લોકને કહ્યું, "તમે ઈશ્વરના પુત્રને વધસ્તંભ પર મારચો હતો. તે અમણા જીવેછે અને પોતાના પિતાના સિંહાસન પર બેસવાને સારૂ સ્વર્ગ ગયો છે, પણ તે તમારાં પાપની ક્ષમા કરશે".

એ દુષ્ટ લોકમાંથી કોઈ કોઈ, ઈસુને તેઓએ જે કીધું હતું, તેના કારણથી પસ્તાયા અને ઈશ્વરની વિનંતિ કીધી કે, અમારો એ અપરાધ ક્ષમા કર; પણ કોઈ એવા હતા કે કંઈજ પસ્તાયા નહિ, પણ શિષ્યોને મારીનાખવાની જુગતી કરવા લાગ્યા. ત્યાંના દુષ્ટ રાજાએ યાકૂબનું માથું તલવારથી કાપીનંખાવ્યું અને પિતરને બંદીખાને નાખ્યો અને તેને પણ થોડા દહાડા પછી, મારીનાખવાનો વિચાર કીધો.

બંદીખાનું શાને કહેછે? બંદીખાનું એ ઘણું મજબૂત ઘર છે, જ્યાં કે બંદીવાનોને બંધ કરી મૂકેછે. તેની ઊંચી ઊંચી દીવાલોનાં મોટાં મોટાં બારણાંઓને મજબૂત ભોગળો હોયછે ને તે અંધારી જગ્યા હોયછે.

રાજાની આજ્ઞા પામીને સિપાઈઓએ પિતરને પકડીને તેના હાથમાં હાથકડી અને પગોમાં બેડી ઘાલીને એને બંદીખાને નાખ્યો અને બંદીખાનાને બારણે તાળું મારીને ને ત્યાં બેસીને કોઈને અંદર જવા ન દીધો, ને અંદરથી બહાર પણ કોઈને ન આવવા દીધો.

પિતરને બંદીખાને નાખ્યો એવું સાંભળીને તેના સાથી

શિષ્યોને મોટું દુઃખ થયું, પણ તેઓ તેને છોડવી ન શક્યા. એક કામ તેઓથી થઈ શકતું હતું એટલે પરમેશ્વરની પ્રાર્થના કરી શકતા હતા કે હે પ્રભુ, અમારા પ્રિય ભાઈ પિતરને બચાવ અને તે કામ તેઓએ કીધું. તેઓએ આખી રાત જાગીને ઈશ્વરની પ્રાર્થના કસ્યાં કીધી.

પેલા દુષ્ટ રાજાએ કહ્યું કે આવતી કાલે હું પિતરને મરાવી નાખીશ, પણ ઈશ્વરે પિતરને મારીનાખવા ન દીધો. ઈશ્વરે પોતાના તેજસ્વી દૂતોમાંના એકને આજ્ઞા આપી, કે તું જઈને પિતરને બંદીખાનામાંથી કહાડી લે. સ્વર્ગના દૂતનું એવું સામર્થ્ય હતું કે બારણાં ઉઘાડયાં વિના બંદીખાનામાં પેઠા.

રાતની વખતે તે દૂત આવ્યો. પિતર સૂતેલો હતો. તેની બન્ને બાજૂએ બે સિપાઈ સૂતા હતા અને એને એના બન્ને હાથમાં હાથકડી ઘાલીને સાંકળથી બાંધેલો હતો. ઓ હો હો! બે સિપાઈઓની વચ્ચે બે સાંકળોથી બંધાઈ રહેવું એ કેવું બિહામણું હતું; પણ પિતરને નિશ્ચે હતું કે ઈશ્વર મારો પ્યાર કરેછે તે વાસ્તે તે બિહીધો નહિ.



પિતર ઉંઘતો હતો. પૃ. ૧૬૪

જ્યારે તે દૂત આવ્યો, ત્યારે બંદીખાનામાં અંધારૂં હતું.

પિતર તે દૂતને જોઈ શકતો હતો?

હા, તે જોઈ શકતો હતો; કેમકે દૂત પોતે સૂર્યની પઠે ચળકતો હતો તેના તેજથી બંદીખાનામાં અજવાળું થઈ ગયું.

દૂતે પિતરની બાજૂમાં હાથ મારીને તેને ઉઠાડયો. ઉઠતામાંજ તેના હાથોની સાંકળ તૂટી પડી.

ત્યારે દૂતે પિતરને કહ્યું, લુગડાં પેહેર. પિતરે પેહેરી લીધાં. ત્યારે કહ્યું મારી પાછળ ચાલ. દૂત આગળ આગળ ચાલ્યો અને પિતર તેની પાછળ પાછળ ગયો. એ બન્ને બંદીખાનામાં રહીને ગયા, પણ સિપાઈઓએ પિતરને જતાં ન દીઠો; કેમકે ઈશ્વરે તેમના પર ભારે ઊંઘ મોકલી. પિતરને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેને એવું માલમ પડયું કે, હું સ્વપ્નું દેખુંછું અને જાણતો નોહોતો કે આ ખરેખર સ્વર્ગનો દૂત છે.

જતાં જતાં તેઓ મોટા લોહોડાના દરવાજા આગળ પોહોંચ્યા. તેમાં મોટાં મોટાં તાળાં મારેલાં હતાં, પણ તેને ઉઘાડવા સારૂ દૂતને કુંચીની કંઈ જરૂર ન હતી.

તે દરવાજો પોતાની મેળે ઉઘડી ગયો અને પિતર ને તે દૂત તેમાંથી બહાર નિકળી ગયા.

હવે તેઓ નિકળીને સડકે પડ્યા ત્યારે દૂત આગળ ચાલ્યો ને પિતર પાછળ પાછળ ચાલવા લાગ્યો પણ તેઓ પોતામાં કંઈ બોલ્યા નહિ.

લોક સઘળા સૂઈ ગયા હતા. તેમને કંઈ ખબર ન હતી કે તેજસ્વી દૂત અમારા ઘર સામેથી જાય છે. દૂત જ્યારે નાકાપર આવી પોહોંચ્યો ત્યારે સ્વર્ગે ચાલ્યો ગયો. પિતર એકલો અંધારી સડકપર ઉભો થઈ રહ્યો.

પિતરે થોડીવાર સુધી ઉભાં ઉભાં વિચાર કીધો કે, આ શું આશ્ચર્યકારક કામ નિપજ્યું ! હું બંદીખાનાના બંધનમાં હતો, પણ ઈશ્વર પોતાનો દૂત મોકલીને મને કહાડી લાવ્યો છે. આવતી કાલે રાજા મને મારીનાખવાનો હતો. હવે મને મારી શકશે નહિ.

ખરેખર પિતરે ઈશ્વરની મોટી દયાનો ઉપકાર માન્યો હશે. પિતર રાતભર સડકપર ઉભો ન રહ્યો. તે એક ધર્મી સ્ત્રીને ઘેર આવ્યો જેને તે ઓળખતો હતો અને ઘરનાં બારણાં ઠોક્યાં.

શું તે ઘરમાં લોક સૂતા ન હતા ?

ના, તે રાતનો વખત હતો તો પણ તેઓ સર્વે જાગતા હતા.

શા માટે તેઓ જાગતા હતા ?

કારણ એ હતું કે તે ધર્મી સ્ત્રીએ સાંભળ્યું હતું કે, રાજા કાલે પિતરને મારી નંખાવશે તે માટે તે અને કેટલાક તેના મિત્રો મળીને પ્રાર્થના કરતા હતા. પ્રાર્થના કરતાં કરતાં તેઓએ કોઈને બારણાં ખખડાવતો સાંભળ્યો. રાતની વખતે આવીને કોઈનાં બારણાં ઠોકવાં તે અજાયબ જેવું હતું, પણ પિતર બારણાં પાસે ઉભો છે એમ તેમના મનમાં કંઈજ હતું નહિ.

દાસી જાણવાને બારણાં આગળ આવી, પણ કોણ જાણે કોઈ ભુંડા લોક આ ધર્મી સ્ત્રીને અને એના મિત્રોને મારવાને તો ન આવ્યા હોય, એવી બિહીકને લીધે તેણે બારણાં ઉઘાડચાં નહિ. માટે તે બારણાં પાછળ ઉભી રહીને સાંભળતી હતી કે કોણ છે. પણ જ્યારે તેણે પિતરનો શબ્દ સાંભળ્યો ત્યારે તેને ઓળખ્યો ને ઘણી ખુશી થઈ ! તેણે

પૂછ્યું પણ નહિ કે તું પિતર છે, કે કોઈ બીજો છે? કેમકે તેને નિશ્ચે થયું કે પિતર છે. તેને એવું અચરત લાગ્યું કે બારણું ઉઘાડવું ભૂલી ગઈ, પણ ઘરની અધિકારેણ અને તેના મિત્રોની પાસે દોડી ગઈ ને બોલી, "પિતર બારણે ઉભો છે." તેઓએ કહ્યું, "નહિ નહિ, પિતર ક્યાંથી હોય તે તો બંદીખાનામાં બંધાએલો છે."

દાસી બોલી, "તે પિતરજ છે; હું તેને નિશ્ચે ઓળખુંછું."

જ્યાં સુધી તેઓ પોતપોતામાં વાત કરતી હતી ત્યાં સુધી પિતર બહાર હતો અને કોઈએ બારણું ન ઉઘાડ્યું તેને લીધે તેણે ખખડાવ્યું. તે સાંભળીને તેઓ સઘળાં દોડ્યાં અને બારણું ઉઘાડ્યું અને પિતરને જોઈને મોટું અચરત માન્યું.

સર્વ કોઈ પૂછવા લાગ્યા કે, "તમે બંદીખાનામાંથી કેવી રીતે છૂટ્યા"?

પિતરે હાથે ઈસારો કીધો કે છાના રહો. તેઓ છાના રહ્યા ત્યારે તે તેમને બંદીખાનામાંથી કેમ છૂટ્યો તે બતાવવા લાગ્યો.

પિતરે કહ્યું "ઈશ્વરે પોતાનો એક દૂત મોકલ્યો, તેજ મને બંદીખાનામાંથી કહાડી લાવ્યો. તમે જઈને મારા સઘળા મિત્રોને એ સમાચાર સંભળાવો. મારૂં તો જરૂર બીજે ઠેકાણે જવાનું થશે." એમ કહીને પિતર ચાલ્યો ગયો અને એવે ઠેકાણે સંતાઈ રહ્યો કે તે દુષ્ટ રાજાને તે ઠેકાણું મળ્યું નહિ.

સવાર થઈ ત્યારે સિપાઈઓએ પિતરને શોધ્યો, પણ જડ્યો નહિ. તેની બેડી પડેલી હતી, પણ પિતર નોહોતો. બારણાં જોયાં તો સઘળાં બંધ છે અને સઘળે તાળાં દીધેલાં હતાં. પિતર કેવી રીતે નિકળી ગયો એની તેઓને સમજ પડી નહિ.

એ દિને પિતરને મારીનાખવાનો ઠરાવ હતો, માટે રાજાએ તેને બોલાવી મંગાવા મોકલ્યા. યરૂશાલેમના સઘળા દુષ્ટ લોક એને મારીનાખવાની વાટ જોતા હતા. રાજાના સિપાઈ બંદીખાને આવીને બોલ્યા, "પિતર કાંહાં છે? તેને કહાડી લાવો."

સિપાઈઓએ ઉત્તર આપ્યું કે "પિતર જડતો નથી. અમે જાણતા નથી કે ક્યારે નાહોઠો ને કાંહાં છે."

સિપાઈઓએ જઈને રાજાને સમાચાર કહ્યો કે પિતર બંદીખાનામાંથી જડતો નથી. ત્યારે રાજાને ઘણો ક્રોધ આવ્યો અને બોલ્યો, "સિપાઈ સૂઈ ગયા હશે. તેમને પકડી લાવો."

જ્યારે સિપાઈ આવ્યા ત્યારે રાજાએ તેમને પૂછ્યું, પણ તેઓ બતાવી ન શક્યા કે પિતર કેવી રીતે નહોઠો. જ્યારે દૂત પિતરને છોડાવા ગયો ત્યારે ઈશ્વરે તેઓને મોટી ઊંઘમાં નાખ્યા. રાજાએ ઘણો ક્રોધ કીધો અને કહ્યું "એ સિપાઈઓને મારીનાંખો."

એ કેવો દુષ્ટ રાજા હતો! એની પાપ કરવામાંજ પ્રીતિ હતી. એ ઘણો અભિમાની હતો અને ઈશ્વરનો અને ઈશ્વરના લોકનો વેરી હતો. એ ઘણો ક્રોધી ને સ્વાર્થી હતો. અંતે પરમેશ્વરે પોતાનો એક દૂત મોકલ્યો કે એને દંડ કરે અને એવો દંડ થયો કે કીડા એની દેહ ખાઈ ગયા અને તે મરીગયો.

દુષ્ટ લોકને દંડ કરવાને સારૂ પરમેશ્વર પોતાના દૂતોને મોકલે છે અને જે લોક પિતરની પેઠે તેના પર પ્રેમ રાખે છે તેઓનું રક્ષણ કરવા મોકલે છે.

# પાઠ પર મો.

## યોહાનનું વૃત્તાંત.

બાર શિષ્યોમાંના દસ અગિયાર શિષ્યો આગળ પાછળ દુષ્ટ લોકોથી મારી નંખાયા. જ્યારે પિતર ઘરડો થયો ત્યારે તેનો પ્યાર ઈસુ પર હતો તેને લીધે દુષ્ટ લોકે તેને વધસ્તંભે જડચો. હવે તે સ્વર્ગમાં ઈસુની સાથે છે ને ઉજળાં લૂગડાં પેહેરે છે ને તેનો શોક સંતાપ સર્વે મટી ગયા છે. એનો પ્રિય પ્રભુ સદા એની સાથે રહેછે તેથી તેને ઘણો આનંદ થાય છે.

યોહાન ઘણા દિવસ સુધી જીવ્યો. એક દુષ્ટ રાજાએ એને પકડીને ને સઘલા મિત્રોથી જૂદો પાડીને દૂર દેશ મોકલ્યો. તે દેશ ટાપુ હતો, ચોમેર સમુદ્ર હતો તેથી તે તાંહાંથી નઠાસી ન શકયો.

શું યોહાન તાંહાં ઉદાસ રેહેતો હતો?

ના, પરમેશ્વર એની સાથે હતો, ને પરમેશ્વર પિતાનું અને તેના પુત્ર ઈસુનું ધ્યાન કરવાથી યોહાનનું મન આનંદી રેહેતું હતું.

એક રવિવારને દિવસે યોહાન પરમેશ્વરનું ધ્યાન

કરચા કરતો હતો, એટલામાં તેણે પાછળથી ઘણો મોટો શબ્દ સાંભળ્યો જેવો કે કોઈ તુરઈ રણશીંગડું વગાડતો હોય. પછી તેણે મોહો ફેરવીને જોયું ત્યારે કોણ દેખાયો ?

પ્રભુ ઈસુએ તેને દર્શન આપ્યું. અજવાળા જેવું ચલકતું રૂપ ધારણ કરીને સ્વર્ગથી ઉતરી આવ્યો હતો તેથી તે ચમકયો. જ્યારે યોહાને જોયું ત્યારે બિહીકને લીધે બોલી ન શક્યો ને ઉભો રહી ન શક્યો ને મરી-ગએલાની પેઠે ભૂમિ પર પડીગયો. પણ ઈસુએ હાથ પકડીને ઉઠાડયો ને કહ્યું "બિહી મા, હું તેજ છું જે મરી-ગયો હતો પણ અમણા જીવુંછું અને જો હું સદા સર્વદા જીવતો રહીશ." પછી ઈસુ યોહાનને સ્વર્ગમાં લઈગયો અને એક દૂતે તેને ઘણી સુંદર સુંદર વસ્તુ દેખાડી.

તેણે સિંહાસન દીઠું જે પર ઈશ્વર બેઠો હતો. સિંહાસનની આસપાસ મેઘધનુષ્ય હતું. તાંહાં બીજાં પણ ઘણાંક આસન મૂકેલાં હતાં અને પુરૂષ તેઓ પર બેઠેલા હતા, જેઓએ ઉજળાં વસ્ત્ર પેહેર્યાં હતાં અને તેમના માથાપર સુંનાના મુગટ ધરેલા

હતા. તે પુરૂષોએ પોતપોતાના મુગટ ઉતારીને ઈશ્વરના સિંહાસન આગળ મૂકયા અને ઈશ્વરના હલવાનના એટલે ઈસુના ગુણ ગાયા.

યોહાને ઘણા દૂતોને સિંહાસનની આસપાસ ઉભા- રહીને હલવાનની સ્તુતિનું ભજન ગાતાં દીઠા. તેઓ એટલા હતા કે યોહાન તેઓને ગણી ન શકયો.

પરંતુ યોહાને જે જે વસ્તુ સ્વર્ગમાં જોઈ તેઓમાંથી કોઈ વસ્તુ ઈશ્વરને તુલ્ય તેજોમય ન હતી.

સ્વર્ગમાં સૂર્ય, ચંદ્ર, કે દીવા નથી. તો પણ તાંહાં નિત્ય અજવાળું રહેછે કેમકે ઈશ્વરનું તેજ સૂર્યના તેજથી પણ અધિક છે. ગાવા વગાડવાનો ઘણો મધુર શબ્દ તાંહાં સદા સંભળાય છે, કેમકે સઘળા દૂત ઈશ્વરની સ્તુતિ ગાઈ જાણેછે.

યોહાને એ દીઠું અને સાંભળ્યું ત્યારે ઘણો આશ્ચર્ય પામ્યો અને જે દૂતે સઘળી વસ્તુ દેખાડી હતી તેના પગ આગળ તે ભજવાને પડયો.

દૂતે કહ્યું "તું મને ન ભજ હું ઈશ્વરનો દાસ છું. ઈશ્વરને ભજ."

ફરી દૂતે કહ્યું કે "ઈસુ જગતનો ન્યાય કરવાને અમણા થોડી વારમાં સ્વર્ગથી ઉતરશે. તે સ્વર્ગનું બારણું ઉઘાડીને જે લોક ઈશ્વરનું વચન પાળેછે તેમને અંદર આવવા દેશે, પણ જે લોક જુઠું બોલેછે અને કુકર્મ કરેછે તે અંદર જવા ન પામશે."

જે ઈસુ પર પ્રીતિ કરેછે તેમની મોટી ઈચ્છા છે કે ઈસુ સ્વર્ગેથી મેઘો પર ઉતરી આવે.

મારાં પ્રિય નહાનાં છોકરાઓ, તમને ઈસુને જોવાની ઈચ્છા છે?

જો હોય તો તમે પણ કહી શકોછો કે, "આમીન, હે પ્રભુ ઈસુ આવ."

હું આશા રાખુંછું કે જ્યારે તમે મરીજાઓ ત્યારે તમારા આત્મા ઈસુની પાસે જાય અને જ્યારે ઈસુ ફરી આવે ત્યારે તમને પોતાની સાથે લઈ આવે.

યોહાને જે જે વસ્તુ સ્વર્ગમાં જોઈ તે સર્વેનું વર્ણન પુસ્તકમાં લખી રાખ્યું. જે કંઈ યોહાને લખ્યું તે બીબલમાં છે. શેવટે યોહાન ઘણો ઘરડો થઈને મરણ પામ્યો ત્યારે તેનો આત્મા ઈશ્વરની પાસે ગયો. અમણા

તે સ્વર્ગમાં ઈસુની સાથે રહેછે. ને અમણા સુંનાની વીણા વજાડે છે અને દૂતોની સાથે મળીને સ્તુતિનું ભજન ગાયછે. જ્યારે ઈસુ ફરી આવશે ત્યારે પોહાન પણ તેની સાથે આવશે. (૧. થેસ્સા. ૪-૧૦).

## પાઠ ૫૩ મો.

## ન્યાયના દિવસનું વર્ણન.

તમે સાંભળ્યું છે કે ઈસુ ફરી મેઘોમાં આવશે.

હે પ્રિય બાળકો, શું તમે એ પણ જાણોછો કે તે ક્યારે આવશે? ના. તે વાતની તમને ખબર નથી.

ઈશુ ક્યારે આવશે એ જાણવાની તમારી ઈચ્છા હશે અને પુછવાનું મન તમને થયું હશે. પણ ઈસુ ક્યારે આવશે તે હું તમને કહી શકતો નથી; કેમકે હું જાણતો નથી. સ્વર્ગના દૂત પણ જાણતા નથી કે કયે દિવસે આવશે ઈશ્વર વગર કોઈ જાણતું નથી. તે વખતે જગતમાં ઘણા દુષ્ટ લોક થશે ને કોઈ કોઈ ધર્મી હશે; ત્યારે એક દૂત મોટી તુરઈ વગાડશે અને ઈસુ સઘળા મરીગએલાને કહેશે કે "પોતપોતાની કબરમાંથી

નિકળો આવો." (માત્થી ૨૪. ૩૬. લુક. ૧૮. ૮. માત્થી ૧૩. ૪૯. યોહાન ૫. ૨૮).

સઘળા મરીગએલાની દેહ કબરમાંથી નિકળી આવશે. જેઓ ઈસુપર પ્રીતિ કરતા હતા તેઓ દૂતના જેવા થઈને આકાશમાં ઉડીજશે. જો તમે ઈસુ પર વિશ્વાસ કરોછો અને ઈસુના આવવા લગી જીવતા રહો તો તે તમને પણ આકાશમાં ઊચકી લેશે ને પોતાનું દર્શન કરાવશે. (યોહાન. ૫. ૨૮).

તે સૂર્યથી પણ અધિક તેજોમય થઈને મેઘોમાં આવશે અને સઘળા દૂતો પણ તેની સાથે આવશે. તે ઘણા ઉજળાં સિંહાસન પર બેસશે અને તેના માથા પર રાજમુકુટ હશે અને સઘળા લોક તેના સિંહાસનની સામા ઉભા થઈ જશે. ત્યારે તે કોઈ પુસ્તકોને ખોલશે જેમાં તેણે સઘળા લોકનાં ભૂંડાં કર્મ લખી મૂકેલાં છે. જે જે ભૂંડાં કામ તમે કીધાં હોય તે સઘળાં ઈશ્વરે જોઈ લીધાં છે. તે જેમ અજવાળામાં તેમ અંધારામાં પણ એકસરખું જોઈ શકેછે, અને તમારા મનની સઘળી ઈચ્છા પણ જાણેછે. સઘળા દૂત

આસપાસ ઉભા રહીને તેઓના દેખતાં ઈસુ પોતાનાં પુસ્તકોમાંનાં સઘળાં વૃત્તાંત વાંચી સંભળાવશે. તો પણ ઈસુએ વધસ્તંભપર જે મૃત્યુનું દુઃખ ભોગવ્યું તેને લીધે પરમેશ્વર કેટલાકના અપરાધ ક્ષમા કરશે. (માત્થી. ૨૫. ૩૧).

તે કોને કોને ક્ષમા કરશે ?

જે પોતાના આખા મનથી ઈસુપર પ્રીતિ કરેછે તેઓને.તેઓનું નામ તેણે બીજા પુસ્તકમાં લખી રાખ્યું છે જે કે જીવનનું પુસ્તક કહેવાય છે. તે તેઓના પાપની ક્ષમા કરશે અને તેઓનાં આંસુ લૂછી નાખશે ને તેઓને સદા પોતાની પાસે બેસાડશે. (યાકૂબ. ૨. ૫).

ઈસુએ અમારૂં નામ પણ પોતાના પુસ્તકમાં લખ્યું છે એવો શું તમને કંઈ વિશ્વાસ છે ?

તેની પ્રાર્થના કરો કે હે પ્રભુ, તારો પવિત્ર આત્મા અમને આપ. જો પવિત્ર આત્મા તમને મળે તો તમે ઈસુપર પ્રીતિ રાખશો અને સઘળાં કુકર્મને ધિઃકારશો.

જેઓ ઈસુપર પ્રીતિ નથી રાખતા તેમને પરમેશ્વર જે દંડ કરેછે તે પણ હું બતાવુંછું. તે તેમને સાંકળ-થી જકડીને અગ્નિકુંડમાં નાખશે. તાંહાં તેઓ સદા દાંત કચકચાવતા ને રડતા કુટતા રેહેશે. (૧. કરિ૰ ૧૬.૨૨. માત્થી ૨૩. ૧૩).

ઈશ્વર શેતાનને ને એના સઘળા દૂતને તેજ દુઃખના ઠેકાણામાં નાંખશે. શેતાન દુષ્ટ લોકનો પિતા છે અને તે તથા તેનાં સન્તાન નિરંતર દુઃખ ભોગવશે. તેઓને એક ટીપું પણ પાણી નહિ મળશે કે જેથી તેઓ પોતાની બળતી જીભને ટાહાડી પાડે. (માત્થી ૨૫. ૪૧).

નરકમાંના કેટલાક લોક કલવાઈ કલવાઈને કહેશે કે "હાય હાય, અમે ઉપદેશકોનાં વચન માન્યાં હતે તો કેવું સારૂં થતે ! પણ મેં તે વચનને માન્યું નહિ અને હવે પસ્તાવાનો સમય વીતીગયો છે. આ ભયાનક જગામાંથી મારો કદી નિકાલ થવાનો નથી. હાય હાય, હું કેવો મૂર્ખ હતો ! ત્યારે તો પરમેશ્વર મારી પ્રાર્થના સાંભળવાને કાન ધરતો હતો, પણ હવે મારૂં

રડવું કુટવું ને વિલાપ કરવા એ સઘળું વ્યર્થ છે." (દૃષ્ટાંત ૫. ૧૧. ૧૩).

હે પ્રિય બાળકો પરમેશ્વર કૃપા કરે ને તમારામાંના કોઈને એવા વિલાપ કરવો ન પડે.

યાદ રાખો કે શેતાન ધુરકતા સિંહની પેઠ ફરયા કરેછે ને રોજ તમને પરમેશ્વરની આગ્નાને વિરૂદ્ધ પાપ કરાવવાને પ્રયત્ન કરેછે. પણ જો તમે ઈસુની પ્રાર્થના કરો, તો તે તમને પાપથી બચાવી રાખશે.

જે પર આપણે રહીએ છુઈએ તે પૃથ્વીને એક દિવસે પરમેશ્વર અગ્નિથી બાળીમૂકશે. જો કે કદી કોઈનું ઘર જ્યારે ભડ ભડ બળતું હોય, તો તે કેવું ડરામણું લાગેછે? જ્યારે તમે કદી એવું બળતું ઘર જોયું હશે ત્યારે તમને ઘણો ભય લાગ્યો હશે. તો પછી જ્યારે આ મોટી ધરતી અને પર્વત અને નગર અને ઝાડબીડ સઘળાં બળીજશે ત્યારે કેવું ભયાનક જણાશે! કેવા મોટો શબ્દ થશે ને કેટલો બધો તાપ થશે? દુષ્ટો નહાસી નહિ શકશે. તેઓ તે આગની ઝાળમાં નંખાશે. આ પૃથ્વી સદા બળતી નહિ રેહેશે.

તે બળી બળીને ખાખ થઇ જશે ત્યારે પરમેશ્વર બીજી નવી પૃથ્વી બનાવશે જે આથી ઘણી સારી થશે. (૨. પિતર. ૩. ૭, ૧, ૧૩).

જો તમે વિશ્વાસથી પરમેશ્વરના સન્તાન ઠરો, તો પૃથ્વીને બળવાના સમયે તમને કંઇ ડર નહિ થશે. તમે તો તે વખતે ઇસુની સાથે નિર્ભય વાસ કરશો અને એણે જે તમારા પર પ્રેમ કરીને તમને પાપથી અને નરકથી બચાવ્યા છે તેને વાસ્તે તેની સ્તુતિ અને તેના ગુણનું ગાયન સદા સર્વદા કર્યા કરશો. (૨. થેસ્સા. ૧. ૬. ૧૦).

---